# ચંદ્રિકા.

એક ડીટેકટીવ નવલ કથા.

હીરાલાલ વર્દ્ધમાન શાહ.
માલેક "રાજસ્થાન"
અમદાવાદ.

દ્વિતીય આવૃતિ. પ્રત ૧૦૦૦
વિ. સં. ૧૯૬૬ ઇ. સ. ૧૯૧૦.
"રાજસ્થાન છાપખાનું"—અમદાવાદ.
મૂલ્ય આઠ આના.

# ચંદ્રિકા.

એક ડીટેકટીવ નવલ કથા.

હીરાલાલ વર્દ્ધમાન શાહ.
માલેક "રાજસ્થાન"
અમદાવાદ.

દ્વિત્ય આવૃતિ. પ્રત ૧૦૦૦

વિ. સં. ૧૯૬૬ ઇ. સ. ૧૯૧૦.

"રાજસ્થાન છાપખાનું"—અમદાવાદ.

મૂલ્ય સાત આના.

# અર્પણ પત્રિકા.

---

## રાણા શ્રી જામસીંહજી હમીરસીંહજી
વણા.

ઝાલાવાડમાં આપ સુપ્રસિદ્ધ છો; આપના વડીલોના સખાવતો સુપ્રસિદ્ધ છે; આપ ધર્મ ચુસ્ત; કામેલ; ન્યાય નિપુર્ણ અને દાનેશ્વરી છો; આપની કોમ પ્રત્યે આપની બેહદ લાગણી છે; સ્વદેશના ગરીબો પ્રત્યેની મમતા રાખવાની આપની 'લઘુતા' આપના નામનો યથા ગુણ દર્શાવવાને પુરતી છે; આપ મારા પ્રત્યે અંતઃકરણની સારી લાગણીથી જુઓ છો; આપ કેળવણીના ઉપાસક છો; ઇત્યાદી આપના સઘળા ગુણોથા આકર્ષાઇને આ નાનકડું પુસ્તક આપને પ્રેમ સહિત અર્પણ કરવાની રજા લઉં છું.

અમદાવાદ
૫-૨-૧૦

હીરાલાલ વર્દ્ધમાન શાહ.
માલેક "રાજસ્થાન."

# પ્રસ્તાવના.

---

છેલ્લા દશ વર્ષ થયાં ગુજરાતી સાહિત્યમાં એક નવી જાતની નવલ કથાઓનો પ્રવાહ વહન કરવા લાગ્યો છે તેમાંનું આ નવલ કથા પણ એક તરંગ છે. મુંબઇના પ્રસિદ્ધ ગુજરાતી સામાહિક પત્રમાં આ નવિન પ્રવાહની નવલકથાનો પ્રારંભ થયા પછી બીજા પણ કેટલાંક પત્રોમાં, માસીકોમાં એના અનુકરણ રૂપે નવલકથાઓ લખાવી શરૂ થઇ છે, જેમાંની આ નવલકથા પણ એક છે. આ નવલકથા હિન્દીભાષામાં પ્રકટ થએલ કથાનું ભાષાન્તર છે.

'રાજસ્થાન' પત્રમાં આ નવલકથા કકડે કકડે પ્રકટ થયા બાદ તેના વાચકોના અતિ આગ્રહથી અત્યારે તેના વાંચકો સમક્ષ પુસ્તક રૂપે દ્વીત્ય આવૃતિના રૂપમાં રજુ કરવામાં આવે છે. આ કથા ડીટેકટીવ હોવાથી તે વધારે આનંદ પમાડે તેવી છેતો પણ પ્રજામાં છુટથી તે વંચાશે ત્યારેજ અમો અમારો પ્રયાસ સફળ થયેલો માનીશું.

આ નવલ કથાના પ્રૂફો ધ્યાન દઇને સુધાર્યા છે તેથી તેમાં વિશેષ ચુકો રહી જવાનો સંભવ નથી તો પણ એકજ અઠવાડીયામાં તેને છાપીને બહાર પાડવાનું હોવાથી કદાચ ચુકો રહી ગઇ હશે તો તેને સુધારીને વાંચવા નમ્ર વિજ્ઞપ્તિ. છે.

૫—૨—૧૦

હીરાલાલ વર્ધમાન. શાહ.

માલેક "રાજસ્થાન."

# અનુક્રમણિકા

# મરઝીના.

---

મર્ઝીના નસોની કમજોરી દુર કરે છે.

મર્ઝીના ઘડપણમાં જુવાની આપે છે,

મર્ઝીના જુવાનોને મસ્તાન બનાવે છે.

મર્ઝીના પુરૂષત્વ પ્રાપ્ત કરવાની ચાવી છે.

મર્ઝીના નિરાશ પુરૂષો, માટે અમૃત છે.

મર્ઝીના અશક્તિની એક માત્ર દવા છે.

મર્ઝીના વિલાસ સુખનો બગીચો છે.

મર્ઝીના ઊંચામાં ઊંચું ટોનીક છે.

બજારમાંથી ખરીદો ત્યારે રજીસ્ટર્ડ નં. ૬૩૪ તપાસી લેશો.

" મર્ઝીના " ડીપો. કાલકાદેવી રોડ, મુંબઇ

એજંટઃ—એચ. કે. માસ્તર
નં. ૩૦૨૫. માણેકચોક. ઝવેરીબજારપાસે
અમદાવાદ.

# ચંદ્રિકા.

## પ્રકરણ ૧ લું.

### ટેલીફોનની ટોકરી.

હું મારી ઓફીસમાં બેઠો બેઠો "પાયોનિયર"વાંચતો હતો. રાત પડી ગઈ હતી. આખી ઓફીસમાં હું ને એક પટ્ટેરેગીર સિવાય બીજું કોઇ ન હતું. રાજમાર્ગોપર લોકોની ધમાલ દિવસના જેવીજ ચાલી રહી હતી. આજે પણ નિત્યની પેઠે હું નિશ્ચિંત થઇ બેઠો હતો, અને ઘેર જમવા જવા માટે મારા ઉપરી અધિકારીની રાહ જોતો હતો. મારા મનમાં એમ હતું કે તે જમીને ઓફીસમાં આવે એટલે હું જમવા જઉં. રાત્રિના બાર વાગ્યા પહેલાં ઓફીસ બંધ ન કરવાનો સરકારનો હુકમ હતો.

એટલામાં ટન્ ટન્ ટન્ કરતી ટેલીફોનની ટોકરી વાગી! મેં ચટ દઇને તેનાપર ધ્યાન આપ્યું અને હું ઓફીસમાં હાજર હોવાનો વળતો જવાબ આપ્યો. મારા સૌથી મોટા ઉપરી સાહેબ માર્ટિન તરફથી તે ટેલીફોન આવ્યો હતો. તેમાં નીચે પ્રમાણે વાતચીત થઇ.

"ઓફીસમાં કોણ છે?" અવાજ આવ્યો.

"હું યદુનાથ." મેં કહ્યું.

"સાહેબ ક્યાં છે?" પ્રશ્ન થયો.

"ઘેર જમવાને ગયા છે." મેં ઉત્તર આપ્યો.

" વારૂ, તમે અત્યારે ને અત્યારે દિલ્હી જાઓ, ત્યાંના ધર્મપુરના રઇશ બાબુ દ્વારિકાદાસની ભત્રીજી ચન્દ્રિકાનું ખુન થયું છે, તેની તપાસને માટે તેમણે એક ચતુર ડિટેક્ટીવની માંગણી કરી છે."

હું ચમક્યો! પેટમાં ભૂખ કડકડીને લાગી હતી એટલામાં આ હુકમ આવતાં મને જરા ચિંતા તો થઇ વળી અધુરામાં પુરૂં મારો નાનો છોકરો બપોરનો અસ્વસ્થ થઈ ગયો હતો, તેથી તેની તબીયતની ચિન્તા પણ મારા હૃદયમાં દાખલ થઈ. પરંતુ એક ડીટેક્ટીવ પોલીસમેન તરીકેની મારી ફરજ મારે તુરતમાં બજાવવી જોઇએ. અમારૂં કામ હમેશાં ઉતાવળીનુંજ હોય છે તેમાં વળી ખુનની તપાસ તો તુરતમાંજ થવી જોઇએ. નહિ તો પછી એવા બનાવનું હાર્દ તપાસવું બહુ મુશ્કેલ બલકે અશકય જેવું થઇ પડે છે.

મેં સત્વર ઘડીયાળના કાંટા તરફ દૃષ્ટિ ફેરવી તો રાત્રીના આઠ થઇ ગયા હતા. આઠ ને વીશ મીનીટે દિલ્હી ખાતે ઉપડી જતી ટ્રેનમાં મારે જવું જ જોઇએ. ઘરબારની સઘળી ચિન્તા મેં મૂકી દીધી અને સત્વર મેં મારો ઓવરકોટ પહેર્યો અને થોડી આવશ્યક ચીજો કે જે હમેશાં ઓફીસમાંજ રાખવામાં આવતી હતી, તેનું એક નાનું પોટકું બાંધી લીધું. ફરીથી મેં ઘડીઆળ તરફ નજર કરી. આઠ ઉપર પાંચ મીનીટ થઇ ગઇ હતી.

...લામાં ફરીથી ટેલીફોનની ટોકરી વાગી. મેં ફરીથી કાન દીધો. ...પ્રમાણે સાંભળવામાં આવ્યું.

" આઠ અને વીશ મીનીટની ટ્રેનમાં દિલ્હી અવશ્ય જવું ...એક બીજું ખુન થવાના પણ ખબર મળ્યા છે. દ્વા-

શિકાદાસના એકના એક પુત્રનું ખુન થયું છે. બન્ને કામો ઘણાં ગંભીર છે. તુરત જાઓ. ”

મારી તૈયારી પણ જે ટ્રેનમાં જવાની હતી, તે જ ટ્રેનમાં જવાવું માટે મને માર્ટિન સાહેબ તરફથી હુકમ મળ્યો. મેં જાણ્યું કે હવે મારે ઓફીસમાંથી રવાના થવામાં ઢીલ કરવી જોઇએ નહિ. એટલામાં મારા ઉપરી નિકોલસ સાહેબ આવી પહોંચ્યા. મને ઓફીસમાંથી તૈયારી કરીને રવાના થતો જોઇને સાહેબે કહ્યું: “ કેમ યદુનાથ ! ક્યાં ? ”

મેં કહ્યું: “ માર્ટીન સાહેબ તરફથી ટેલીફોન આવ્યો છે કે દિલ્હીમાં બે ગંભીર ખુન થયાં છે, અને એક ડીટેકટીવની મદદ માંગવામાં આવી છે, માટે મારે આઠ અને વીસ મીનાટની ટ્રેનમાં સત્વ દિલ્હી જવું. વખત થઇ ગયો છે માટે સ્ટેશનપર જઉં છું. મારા છેકરાની તબીયત જરા અસ્વસ્થ છે માટે ઘેર કોઇને મોકલીને ખબર કઢાવજો અને મારા દિલ્હી જવાના ખબર તુરત ઘેર કહાવજો.”

“ બહુ સારૂં ” સાહેબે પ્રત્યુત્તર આપ્યો અને હું ઓફીસમાંથી રવાના થયો. સદ્દભાગ્યે એક ટ્રામ આવી પહોંચી અને હું તેમાં સવાર થયો. હાવરાના સ્ટેશને પહોંચ્યો અને બરાબર સવા આઠ થયા. ટીકેટ કરાવવાની મોટી મુશ્કેલી હતી. લોકોની સખ્ત ગીર્દી હતી. ત્રીજા વર્ગની ટીકેટ કરાવવાને જો હું રોકાઉં તો ગાડી ઉપડી ગયા સિવાય રહે નહિ. તુરત જ બીજા વર્ગને બારણે થઇને બીજા વર્ગની ટીકેટ ખરીદી અને ગાડીમાં જઈ બેઠો. ત્રણ મીનીટ રહીને ટ્રેન ઉપડી. બીજા વર્ગમાં એક અંગ્રેજ ગૃહસ્થની મુલાકાત થઇ. પણ તે

કોઇ અંગ્રેજી છાપાનો અધિપતિ હતો તેથી તેની સાથે ી વાતચી-તમાં મને કાંઇ રસ પડે તેમ ન હતું. હું તો સત્વર બિછાનું કરીને બેઠક પર સૂઇ ગયો.

ત્રીસ કલાક પછી સાતના ત્રણ વાગતાં હું દિલ્હીના સ્ટેશનપર ઉતરી પડયો. દિલ્હી નગરી કંઇ મારી અજાણી નહતી. ડીટેક-ટીવ પોલીસ તરીકેના કામકાજને માટે મારે ઘણીવાર દિલ્હી જવું પડયું હતું તેથી મેં સ્ટેશનપર વ્યર્થ વખત ગુમાવવાનું ઉચિત મા-ન્યું નહિ અને એક ગાડી ભાડે કરીને હિન્દુ હોટલમાં જઇને ઉતર્યો જો કે હું જ્યારે જ્યારે દીલ્હી આવતો ત્યારે ત્યારે બરાબર એજા હોટલમાં ઉતરતો પરન્તુ મારો પરિચય હોટલવાળો જાણતો ન હતો કારણ કે જ્યારે જ્યારે હું ઉતરતો ત્યારે ત્યારે હું એક ડાકટર છું, એમ તેને જણાવતો. તો પણ એક ડાકટર તરીકે પણ હોટેલવા મને ઓળખતો હતો.

---

## પ્રકરણ ૨ જું.

### હોટેલમાં મુલાકાત.

હોટેલના એક ઓરડામાં જઇને હું ઉતર્યો. ઠંડ સખત હતી, તેથી હું હોટેલવાળા પાસેથી એક બિછાનું ભાડે લઇને સુતો અને ઓરડો માહેથી બંધ કર્યો. અર્ધોએક કલાક થયો હશે, એટલામાં હોટેલનો એક નોકર "ડાકટર સાહેબ, ડાકટર સાહેબ" કહીને બુમ મારવા લાગ્યો. મેં બારણું ઉઘાડ્યું એટલે નોકર બોલ્યો; "આપના

ઓરડામાં જગ્યા છે તો આ એક સખસને જરા સુવા દેશો ? આપની પાસે કાંઇ બોજો નથી તેમજ આપની પાસે કાંઇ જોખમ નથી એટલે હરકત નથી. બીજા ઓરડામાં પેસેંજરો પાસે જોખમ છે તેથી એમને અહીં તેડી લાવ્યો છું. બધા ઓરડા ભરાઇ ગયા છે તેથી આપને તસ્દી આપવી પડી છે. ”

“ ભલે, બહુ સારૂં. ” મેં કહ્યું.

મારા પ્રત્યુત્તરથી નોકર સંતુષ્ટ થયો અને પેસેંજર અંદર આવ્યો એટલે ઓરડો મેં બંધ કર્યો.

રાતના સાડાચાર બજી ગયા હતા અને હું રેલમાં સારી રીતે સુઇ ગયો હતો તેથી ફરીને સુવાની ઇચ્છા ન થઇ. મેં મારા પોટકામાંથી એક મીણબત્તી કાઢી અને તેને મારા એક નાના ફાનસમાં મુકી તેને સફેદ કાચ ચઢાવી ‘ ગીતગોવિંદ ’ વાંચવા લાગ્યો. મારા ફાનસને હું હમેશાં લાલ કાચ ચઢાવતો હતો. પેલા સખસને પણ નિદ્રા આવતી હોય તેમ જણાતું ન હતું. તે બોલ્યો:

“ આપ કયાંથી પધારો છો ? ”

“ કલકત્તાથી ” મેં ઉત્તર આપ્યો. “ અને આપ ? ” થોડીવાર રહીને પૂછયું.

“ હું કયાંયથી આવ્યો નથી. જવાનો હતો, પણ વખતસર નહિ પહોંચવાથી રહી ગયો છું. હું દિલ્હીમાંજ રહું છું. ”

જે કામને માટે હું દિલ્હી ખાતે આવ્યો હતો, તેને માટે આ દિલ્હીનાજ ગૃહસ્થની મુલાકાત મને વધારે ઉપયોગી થઇ પડે તે સ્વાભાવિકજ હતું. મેં ગીતગોવિંદ બંધ કર્યું અને પેલાને કહ્યું: “ઠીક

આ:વો. બીડી પીશો કે?" મેં તેની સામે મારા ગજવામાંથી એક બીડી કાઢીને ધરી.

"નહિજી, મને તેવું કાંઇ વ્યસન કાંઇ નથી."

મેં અજાણ્યા થઇને પુછયું: "છાપામાં એક એવી ખબર આવી છે કે હાલમાં દિલ્હીમાં કાંઇ ખુન થયાં છે. શું તે વાત ખરી છે?"

મારો પ્રશ્ન સાંભળતાંજ તે સખ્સના મ્હોં ઉપર ગમગીની છવાઇ ગએલી મેં જોઇ તેણે ગદ્દગદ્દ કંઠે કહ્યું: "કૃપા કરીને મને તે ખુનની વાત ન પૂછશો. મારાથી કાંઇ જવાબ આપી શકાશે નહિ."

મને જણાયું કે મરનારનો કાઇ તે સંબંધી હશે તેથી તે બોલી શકતો નથી, તેથી મેં તેને વધારે પૂછવું વાજબી માન્યું નહિ, જો કે તેના બનાવની વિગત મને મદદ રૂપ થઇ પડે તેમ હતું. મેં પૂછ્યું; "આપનું નામ શું?"

"ચન્દ્રશેખર" એમ તેણે ઉત્તર આપ્યો અને મેં તે નામ મારી ડાયરીમાં લખી લીધું;

---

## પ્રકરણ ૩ જું.

## હોટેલનો માલીક માણેકચંદ.

**પ્રભાત** થયું ત્યાં સુધી હું ગીતગોવિંદજ વાંચ્યા કરતો હતો. ચન્દ્રશેખર નામનો પેલો યુવક કે જે મારા ઓરડામાં સુઇ રહ્યો હતો, તે તો સવાર પડતાંજ ચાલ્યો ગયો. પરંતુ હું તો ત્યાંજ રહ્યો. ચંદ્રશેખરની તે સમયની સ્થિતિ ઉપરથી મને રાત્રેજ ઘણી ઘણી શંકાઓ ઉત્પન્ન થઇ હતી. ખરેખર ચંદ્રશેખર કોઈ વિહ્વળ બની

ગયેલો સખ્સ દેખાઈ આવતો હતો. પરોઢિયાના બે કલાક તે મારા ઓરડામાં સૂઇ રહ્યો પણ મને લાગ્યું નહિ કે તે જરા પણ ઉંઘ્યો હોય। થોડી થોડી વારે તે પોતાના બિછાનામાં નિઃશ્વાસ મૂકતો અને વારંવાર હવા ખાવાને બારીએ જતો અને પુનઃ આવીને બિછાનામાં સૂઇ જતો. તેને કોઈ ગુપ્ત ગભરામણથી ચેન ન પડતું હોય તેમ જણાતું હતું. મને તો શંકા થઇ કે–" હું જે ખુનની તપાસ કરવાને અહીં આવ્યો છું તેથી જ આ યુવકની કાંઇક વિચિત્ર સ્થિતિ થયલી શા માટે ન હોય ?"

પરન્તુ તે શંકા તુરતજ બેસી ગઇ અને ચંદ્રશેખર જતો રહ્યો એટલે હું ઉઠયો. દંતધાવન કર્યું અને હોટેલના એક નોકર પાસે ચાહનો કપ મંગાવ્યો એટલામાં હોટેલનો માલીક માણેકચંદ આવી પહોંચ્યો. મારે ધંધાને અંગે ઘણી વાર દિલ્હી આવવું પડતું હતું અને હું પણ માત્ર આ એકજ હોટેલમાં ઉતરતો હોવાથી તેના માલીકને અને મારે સામાન્ય ઓળખાણ થઇ ગયું હતું. માણેકચંદ મારી પાસે આવતાંજ બોલી ઉઠયોઃ " કેમ, ડાકતર સાહેબ ! પધાર્યા છો કે ?" માણેકચંદ મને એક ડાકતર તરીકેજ ઓળખતો હતો.

મેં કહ્યું; " હાજી, આવ્યો છું, કેમ કાંઇ નવીન કહેશો ?"

માણેકચંદે સ્વાભાવિક ઉત્તર આપ્યો; " નવીન શું ? હાલમાં તો દિલ્હીમાં કાંઇ ખુનાખુનીનો મામલો ચાલી રહ્યો છે।"

" શું હારિદાસ બાબુની ભત્રીજીના ખૂનની વાત કહો છો ?" મેં કહ્યું.

માણેકચંદ બોલ્યો; "આપને પણ તે બાબતની ખબર હોય તેમ જણાય છે."

મેં કહ્યું; "નાજી, થોડા દિવસ ઉપર મેં વર્ત્તમાન પત્રમાં વાંચ્યું હતું. તેમાં તો માત્ર એટલુંજ લખ્યું હતું કે-દિલ્હીનાં ધર્મપુરના રહીશ બાબુ દ્વારિકાદાસની ભત્રીજી ચન્દ્રિકાનું ખુન થયું છે. આ ઉપરાંત હું તે બાબત કાંઇ પણ જાણતો નથી."

"અને હજી બે-ત્રણ દિવસની ઉપરજ દ્વારિકાદાસના પુત્રનું પણ ખુન થયું છે!"

"હા, એ વાત પણ પાછળથી છાપામાં આવી હતી ખરી. ભલા, જરા કહો તો ખરા કે એ બાબતમાં શું ભેદ છે?"

મારી જિજ્ઞાસા જાણીને માણેકચંદ મારી પાસે સ્વસ્થાતાથી બેઠો અને ખુન સંબંધી અથેતિ કહી સંભળાવવા લાગ્યો.

---

## પ્રકરણ ૪ થું.

### ચન્દ્રિકાના પિતાનું વિલક્ષણ વિલ.

**મા**ણેકચંદ બોલ્યો; "સાંભળો. આ ખુન બહુ વિચિત્ર રીતે થએલાં માલમ પડે છે. બાબુ દ્વારિકાદાસ દિલ્હીના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે, એમની વય અત્યારે ૪૫ વર્ષની છે. તેમને તેમની એક સ્ત્રી છે અને બીજો ખુનનો ભોગ થઇ પડેલો નવ-દસ વર્ષની ઉંમરનો એક છોકરો હતો. આજથી બાર વર્ષ અગાઉ દ્વારિકાદાસના મોટા ભાઇ બાબુ બદ્રીદાસ મરણ પામ્યા હતા. તે બન્ને

સહોદર ભાઈ થાય, પણ બન્ને ભાઇઓ જૂદા જૂદા રહેતા હતા. બદ્રીદાસને માત્ર એકજ પુત્રી હતી અને તેજ ચન્દ્રિકાનું ખુન થયું છે. ખરેખર તે છોકરી બિચારી બહુ સુકુમાર અને ભલી હતી. તેનો પિતા મરણ પામ્યો ત્યારે ચન્દ્રિકાનો પિતા બદ્રીદાસ જીવતાં તેણે પોતાની સઘળી મિલ્કત વેચીને દસ લાખ રૂપિયા બેંકમાં જમા કરાવ્યા હતા અને તે રકમની વ્યવસ્થા કરવાને માટે એક વિલ તૈયાર કરીને તે પોતાના ભાઇ દ્વારિકાદાસને સોંપ્યું હતું. ચન્દ્રિકાના પિતા બદ્રીદાસને શશીશેખર નામના એક ગ્રહસ્થ સાથે ઘણી મિત્રાચારી હતી અને તેના એક નાના પુત્રની સાથે ચન્દ્રિકાનું લગ્ન કરવાની તેની ઇચ્છા હતી. શશીશેખર હાલમાં મરણ પામેલ છે અને તેના યુવાન પુત્રે હમણાંજ એમ. એ. ની પરીક્ષા પસાર કરી છે. બાબુ બદ્રીદાસે પોતાના વિલમાં રૂપિયા દસ લાખની વ્યવસ્થા કરવા લખ્યું હતું તે હવે હું આપને જણાવું છું. તે વિલક્ષણ વિલ તો ઘણું કરીને જૂદા જૂદા છાપાઓમાં પણ પ્રકટ થઇ ગયું છે, શું તે તમારા વાંચવામાં નથી આવ્યું ! ”

મેં કહ્યું: ‘ ના, મારા વાંચવામાં તે આવ્યું નથી.”

માણેકચંદ બોલ્યો: “ ત્યારે સાંભળો; હું કહું. તેમાં લખ્યું છે કે-સંસારમાં જીવનની કાંઇ સ્થિરતા નથી, તેથી હું તબીયત બહાલ રાખીને મારી સઘળી સ્થાવર જંગમ સંપત્તિ વેચીને દસ લાખ રૂપિયા બેંકમાં જમા કરૂં છું અને મારી પુત્રી ચન્દ્રિકા તથા નાના ભાઇ દ્વારિકાદાસને તે સોંપી દઉં છું. તેના વિભાગોને માટે હું નીચેના નિયમો મુકરર ઠરૂં છું.

( ૧ ) ચન્દ્રિકાનું લગ્ન તેની સોળ વર્ષની ઉંમર પહેલાં કદિ કરવું નહિ.

( ૨ ) ચન્દ્રિકાના લગ્ન મારા મિત્ર શશીશેખરના પુત્રની સાથેજ કરવું.

( ૩ ) લગ્ન થયા બાદ ચન્દ્રિકાને તે દસ લાખ રૂપિયામાંથી આઠ લાખ રૂપિયા મળે અને મારા ભાઈ દ્વારિકાદાસને બાકીના બે લાખ મળે.

( ૪ ) યદિ આ વ્યવસ્થા ચન્દ્રિકા કબૂલ ન કરે અને શશીશેખરના પુત્રને ન પરણતા કોઇ બીજાને પરણવા ઇચ્છે, તો ચન્દ્રિકાને કાંઇ પણ ના મળે. પાંચ લાખ શશીશેખરના પુત્રને મળે અને પાંચ લાખ મારા ભાઇ દ્વારિકાદાસને મળે.

( ૫ ) યદિ શશીશેખરનો પુત્ર ચન્દ્રિકાને ન પરણે તો હર કોઇ સખસની સાથે ચન્દ્રિકાનું લગ્ન કરવાનો મારા ભાઇનો અધિકાર છે અને જો તેમ થાય તો ચન્દ્રિકાને છ લાખ અને મારા ભાઇને ચાર લાખ રૂપિયા મળે.

( ૬ ) પણ તેવી સ્થિતિમાં જો ચન્દ્રિકા મારા ભાઇની મરજી વિરૂદ્ધ કોઈ બીજાને પતિ પસંદ કરે, તો ચન્દ્રિકાને બે લાખ અને મારા ભાઇને આઠ લાખ મળે.

( ૭ ) યદિ એવું બને કે ચન્દ્રિકા વિવાહ થયા પહેલાં મરણ પામે તો પાંચ લાખ મારા ભાઇને અને પાંચ લાખ શશીશેખરના પુત્રને મળે.

( ૮ ) યદિ વિવાહ પહેલાં શશીશેખરનો પુત્ર મરણ પામે તો

અન્ય કોઈ યુવકની સાથે લગ્ન થતાં આઠ લાખ ચન્દ્રિકાને અને લાખ મારા ભાઈને મળે.

( ૯ ) યદિ ચન્દ્રિકાના વિવાહ પહેલાં મારો ભાઈ મરણ પામે તો ચન્દ્રિએ શશીશેખરના પુત્રની સાથે લગ્ન કરવું અને તો આઠ લાખ ચન્દ્રિકાને અને બે લાખ મારા ભાઈના પુત્રને મળે.

( ૧૦ ) કિન્તુ યદિ મારો ભાઈ ન રહેવાથી ચન્દ્રિકા અન્ય કોઈ સાથે પોતાની ઇચ્છાનુસાર લગ્ન કરે તો તેને માત્ર બે લાખ રૂપિયા મળે, શશીશેખરના પુત્રને ચાર લાખ મળે અને મારા ભાઈના પુત્રને ચાર લાખ મળે.

( ૧૧ ) કદાચ એમ થાય કે શશીશેખરનો પુત્ર અને ચન્દ્રિકા બન્ને વિવાહ પહેલાંજ મરી જાય તો દશ લાખ મારા ભાઈને મળે.

( ૧૨ ) આ વિલમાં સુધારો વધારો કરવાનો અધિકાર હું જીવું ત્યાં સુધી મને પોતાને છે

આ પ્રમાણે એ વિલમાં લખ્યું છે. મેં તો આપને માત્ર તેનો સાર કહી સંભળાવ્યો છે. આ ખુનમાં એમ બન્યું છે કે ચન્દ્રિકાના સુવાના ઓરડામાં તેનું ખુન થયું છે અને લાશનો પત્તો પણ નથી. દ્વારિકાદાસના પુત્રના ખુનના સબંધમાં હજી કાંઈ પણ બીના બહાર આવી નથી. તેનું ખુન થયાની ખાત્રી પણ નથી. કે લાશ પણ હાથ લાગી નથી. છોકરો જડતો નથી તે ઉપરથી એમ અનુમાન કરી શકાય છે. કે તેનું પણ ખુન થયું હોવું જોઈએ. આ ખુનની તપાસ કરવાને એક ડીટેકટીવને કલકત્તાથી બોલાવવામાં આવેલ છે એમ સાંભળવામાં આવ્યું છે હવે તો થાય તે ખરૂં. ”

બાબુ બદ્રીદાસના વિલની વિલક્ષણતાથી હું બહુ અજાયબીમાં પડ્યો. પહોર દહાડો ચઢી જવા આવ્યો હોવાથી હું એક ગાડી મંગાવીને શહેરમાં જવાને તૈયાર થયો. ગાડીમાં બેઠો ત્યાં મને કાંઇક સાંભરી આવ્યું. મેં ગાડી ઉભી રખાવી અને માણેકચંદને હોટેલથી જરા થોડે દૂર બોલાવ્યો અને પૂછ્યું: " તમે મને સઘળું કહ્યું પણ તે શશીશેખરના પુત્રનું નામ શું! તે તો કહ્યુંજ નહિ. "

" તેનું નામ ચંદ્રશેખર છે. " તેણે જવાબ આપ્યો અને ગાડી દોડી ચાલી.

## પ્રકરણ ૫ મું.

### મનોગત વિચાર.

" ચંદ્રશેખર " શબ્દ માણેકચંદના મ્હોંમાંથી સાંભળતાંજ હું ચમક્યો. મને ઘણો પશ્ચાત્તાપ થયો કે ચંદ્રશેખર પોતે જ અનાયાસે ઘણા વખત સુધી મારી સાથે એકઠો રહ્યો, છતાં હું કેવો દુર્ભાગી કે તેને કાંઇ પૂછી શક્યો નહિ! ચન્દ્રિકાનો ભાવી પતિ તે જ ચંદ્રશેખર હોવો જોઇએ, એમ તો મારી ખાતરી થઇ કારણ કે ચન્દ્રિકાના ખુનની વાતથી તેને દુઃખ થતું હતું તેમ તેની સાથેની વાતચીત ઉપરથી મારા જાણવામાં આવી ગયું હતું. તે ઉપરથી મેં એવું અનુમાન કર્યું કે કુમારી સ્થિતિમાં પણ તેઓ વચ્ચે સજજડ પ્રેમ બંધાઇ ગયો હોવો જોઇએ.

ચંદ્રશેખર જેવો ઘણો ઉપયોગી સાક્ષી અને મને મારી તપાસમાં મદદગાર થઈ પડે તેવા એક સખ્સને મેં વિના તપાસ કર્યે જવા દીધો, તે મેં મુર્ખાઇ તો કરી, પણ તે સાથે જ એક બીજી ચિંતા મારા હૃદયમાં જન્મ પામી. ચંદ્રશેખરને મેં પૂછયું હતું કે-તમે કયાંથી આવો છો, ત્યારે તેણે એવો જવાબ આપ્યો હતો કે-હું કયાંયથી આવતો નથી પણ જવાનો હતો, તે વખતસર નહિ પહોંચવાથી રહી ગયો છું. તેના આ જવાબ ઉપરથી મેં અનુમાન કર્યું કે-રખેને બપોરની ગાડીમાં તે કયાંય ચાલ્યો જાય અને એવી રીતે એક અગત્યનો મદદગાર ચાલ્યો જતાં મારી તપાસ નિષ્ફળ જાય. પરોઢિયે તેની સ્થિતિ વિહ્વળ હતી એ હું જાણી ગયો હતો અને તે ઉપરથી મને અત્યારે જણાયું કે તે આ સંસારથી કંટાળીને કયાંય ચાલ્યો જતો હોવો જોઇએ.

પણ હવે મને એક વિશેષ ચિન્તા જન્મી. બપોર બાર વાગતાં પહેલાં ચંદ્રશેખરની મુલાકાત ગમે તેમ કરીને લેવીજ જોઇએ અને તેને થોભાવી રાખવોજ જોઇએ; નહિ તો તે કયાંય ચાલ્યો જાય અને મને એક વાર વધારે પસ્તાવું પડે.

માણેકચંદે જે બાતમી મને પૂરી પાડી હતી, તે ઉપરથી મેં ચન્દ્રિકાનું ખુન કર્યું હોય તો તેમાં સ્વાર્થ ધરાવનાર બાજુ દ્વારિકાદાસ સિવાય બીજો કોઇ હોઈ શકે નહિ એમ મેં અનુમાન કર્યું. વિલ પ્રમાણે ચન્દ્રિકાનું મરણ થતાં તેમાંથી પાંચ લાખ દ્વારિકાદાસને અને પાંચ લાખ ચન્દ્રશેખરને મળવાના હતા, અને ચંદ્રશેખર તેજ પોતાની પત્નીનું ખુન કરવાનું કારણ હોઈ શકે નહિ, કારણકે

જો ચંન્દ્રિકા સાથે તેનો વિવાહ થાય, તો તેને આઠ લાખ રૂપિયા મળવાના હતા, અને દ્વારિકાદાસને માત્ર બે લાખ રૂપિયાજ મળવાના હતા. આ કારણથી મને એમ માનવું વાજબી લાગ્યું કે રખેને પૈસાના લોભથી દ્વારિકાદાસે જ પોતાની ભત્રિજી ચન્દ્રિકાનું ખુન કર્યું હોય અથવા તો કરાવ્યું હોય.

પણ મારી આ કલ્પનાના સંબંધમાં ચંદ્રશેખરની સમ્મતિની જરૂર હતી. ગાડીવાળાને મેં પ્રાર્થના કરીને કહ્યું કે: "કૃપા કરીને ગાડી ઉતાવળી હાંક, તને આઠ આના વધારે અપીશ;" અને ગાડીવાળાએ ઘોડાની પીઠપર જોરથી પોતાની ચાબુક અફાળી.

---

## પ્રકરણ ૬ ઠું.

## શું તે ખરૂં?

નવ વાગતાં હું દિલ્હીના ચીફ ( મુખ્ય ) મેજીસ્ટ્રેટની ઓફીસમાં જઇ પહોંચ્યો. હું મેજીસ્ટ્રેટને મળ્યો અને મારો પાસ તેમને બતાવ્યો એટલે તેમને ખાતરી થઈ કે હું કલકત્તેથી ચન્દ્રિકાના ખુનની તપાસ કરવા માટે આવ્યો છું. તેમણે મને કહ્યું: "કહો તમારે શું મદદ જોઇએ છે?"

મેં કહ્યું: "મને શહેરનો એક વિશ્વાસુ ભોમીયો આપો, કે જે આ બાબતની સાથે સંબંધ ધરાવનારા જૂદા જૂદા ગૃહસ્થોના ઘર વગેરે જાણતો હોય."

મારી આ માંગણીને મેજીસ્ટ્રેટે કબુલ કરી અને એક કલાક રોકાવાનું કહ્યું, કે જેટલા વખત દરમ્યાનમાં તેવો એક વિશ્વાસુ ભો-

મીગો આવી પહોંચનાર હતો. મેં કહ્યું: “ પણ સાહેબ, તે બાબત તેના સંબંધમાં મારે અત્યારે જ એક ગૃહસ્થને મળવાનું છે; વખત જાય તો સઘળો ખેલ બગડી જાય તેમ છે ”

મેજીસ્ટ્રેટે કહ્યું: “ ત્યારે ૬૫ મિનિટ થોભો. ” એમ કહેતાંજ તેમણે ટેલીફોન ખટખટાવ્યો અને હું વિચાર કરતો ઓફીસની ચાલીમાં જરા ટહેલવા લાગ્યો.

એટલામાં મારો ઓળખીતો એક જમાદાર ત્યાં આવી પહોંચ્યો. તે બોલ્યો: “ વેલ, મિસ્તર યદુનાથ ! તમે જ તપાસ માટે આવી પહોંચ્યા છો કે ? વાહ, વાહ, બહુ સારૂં થયું. પણ કેસ ઘણો ગુંચવાડાભર્યો છે હો ? ”

મેં કહ્યું: “ શામાટે ગુંચવાડાભર્યો છે ? તમે પોતે શું તપાસ કરી ચૂકયા છો ? ”

“ હારતો, અને અમે નિષ્ફળ નીવડયા, ત્યારે જ તમને બોલાવવા પડયા છે, ના ભાઇ ! ” જમાદારે જવાબ આપ્યો.

“ વારૂ એવું શું ગુંચવાડાભર્યું છે ? કેસની વિગત ઉપરથી મને બહુ ગુંચવાડો લાગતો નથી. ” મેં કહ્યું.

જમાદાર બોલ્યો: “ કહો, તમે શું અનુમાન કરો છો ? ”

મેં કહ્યું: “ હું એ અનુમાન કરૂં છું કે, વીમાની સરતોનો લાભ લેવાને આ ખુન બાબુ દ્વારિકાદાસે પોતે જ પૈસાના લોભને વશ થઇને કરાવ્યું હોવું જોઇએ. ”

“ નો. નો. એ બાબત તો અમારી તપાસ નિષ્ફળ નીવડી ચુકી છે. બાબુ દ્વારિકાદાસનો હાથ આ બાબત નથી, એ વાત ચોક્કસ છે. તે ઘણા ધાર્મિક પુરૂષ છે. ”

મેં કહ્યું: " ધાર્મિક પુરૂષો જેટલા ઠગારા હોય છે, તેટલા બીજા કોઈ હોતા નથી. પણ હજી આ બાબતમાં મારો દૃઢ નિશ્ચય નથી; કારણ કે ચન્દ્રિકાના ભાવી પતિ ચંદ્રશેખરને હું અત્યારે મળવા જનાર છું, તેને મળ્યા સિવાય મારો નિર્ણય ચોક્કસ કહેવાય નહિ."

" શું, તમે અત્યારે જ ચંદ્રશેખરને મળવા જનાર છો ! "

" હા, અને તે માટે એક વિશ્વાસુ ભોમીયાને પણ મેજીસ્ટ્રેટે બોલાવ્યો છે. પાંચેક મિનિટમાં તે આવી પહોંચશે."

જમાદાર આજુબાજુ જોતો બોલ્યો: " બાઇ સાહેબ, ત્યારે જરા સંભાળજો. કેસ ગુંચવાડા ભરેલો એટલા માટે છે કે ચન્દ્રિકાનું ખુન કરનાર ચંદ્રશેખર પોતેજ છે; અને તેમાં મોટો ભેદ રહેલો છે."

હું ચમક્યો; મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મેં કહ્યું: " આ તમે શું બોલો છો ! ચંદ્રશેખરના જેવો વિદ્વાન્ અને એમ. એ. થએલો શાંત મુખમુદ્રાવાળો માણસ એક કુમારિકાનું ખુન કરે ! તે બનેજ કેમ ! "

" ત્યારે તેનો ભેદ સાંભળો. ચંદ્રશેખર કેળવાયલો છે, પણ હાલમાં એક નવયૌવના કુમારિકા સાથે પ્યારમાં પડેલો છે. ચન્દ્રિકા કરતાં તે કુમારિકા વધારે સ્વરૂપવાન છે, પણ ઘરની ગરીબ છે. ચન્દ્રિકાને પરણવી નહિ અને તેના પૈસાનો ભાગ હોઇયાં કરી જવાને તથા જેની સાથે તે પ્યારમાં પડ્યો છે, તેને પરણવાને ચંદ્રશેખરે પોતેજ પોતાના હાથે આ ખુન કરેલું છે અને તેના પુરાવા

પણ મને થોડા પ્રમાણુમાં મળી ચુકયા છે મુખમુદ્રાની વાત જો તમે કરતા હોતો છે. હુ તમને કહીશ કે ભણેલાઓને એવો ડોળ કરતાં અને મુખમુદ્રા શાંત તથા ગંભીર રાખતાં બહુ સારી રીતે આવડે છે, સમજ્યા ? માટે હું તમને સૂચના આપું છું કે, ચંદ્રશેખરના મીઠા શબ્દો અને તેની કેળવણી ઉપર જો જો ભૂલ થાપ ખાઇ જતાં. ચંદ્રશેખરનાબીજા પ્યારની વાત મારા જાણવામાં આવી ત્યારે મને એ મીનીમુખાના કપટની ખબર પડી. પણ હવે તમે આવ્યા એટલે સારૂં થયું. તમને હું તે વિશેના બીજા પુરાવા મેળવી આપવાને મદદ કરીશ.”

જમાદારનું કહેવું સાંભળીને હું તો દિગ્મૂઢ બની ગયો. ચંદ્રશેખર જેવા કેળવાએલા શખ્સને માટે આ વાત હું સામાન્ય રીતે તો માની શકુ નહિ પણ જમાદાર મારો મિત્ર હતો એટલે મે તેના કહેવા ઉપર ભરૂસો રાખ્યો અને તે બાબત બારીક તપાસ કરવાને કાળજી રાખી. પ્યારમાં પડેલો ચંદ્રશેખર પૈમાના લોભને લીધે ચન્દ્રિકાનું ખુન કરે એ વાત કાંઇ અસંભવિત ન હતી, વળી કાલે રાત્રે તે ગાડી રસ્તે કયાંક જવાનો હતો, એ વાત મને સાંભરી આવતાં જમાદારે કહેલી વાતને મારૂં હૃદય પુષ્ટિ આપવા લાગ્યું કે કદાચ તે નાશી જવાનો પણ હોય.

વળી મારૂં મગજ ફર્યું. મેં વિચાર્યુંઃ “શું ચોર લોકો પોતાનું ખરૂં નામ કોઇને આપે ખરા ? ચંદ્રશેખર જો ખુની હોય તો મને તે પોતાનું ખરૂં નામ શા માટે કહે ?”

આ વિચાર થઇ આવતાં હું મુંઝાયો, છતાં ચંદ્રશેખર પવિત્ર હોય, ખુની હોય તે બાબત મારી ખાતરી થઇ નહિ મારૂં મગજ ચકડોળે ચડ્યું ચંદ્રશેખરની મુલાકાતથી મોટી બાતમી મળશે તેવી મારી આશા ઉપર એકા એક પાણી ફરી ગયું. જમાદાર તો મારી પાસેથી સલામ કરીને ચાલ્યો ગયો પણ મને વિચારના મોટા સાગરમાં ડુબાવતો ગયો મેં વિચાર્યું: " શું ચંદ્રશેખરને માટે આ વાત ખરી હશે!"

એટલામાં મેજીસ્ટ્રેટે ઓફીસમાંથી બુમ પાડી કે-" મી. ચંદુનાથ! માણસ હાજર છે." અને હું વિચાર સમુદ્રમાંથી તરફડીયાં મારતો બહાર નીકળ્યો.

## પ્રકરણ ૭ મું.

---

### ચંદ્રશેખરની મુલાકાત.

પેલા ભોમીયાને સાથે લઇને હું ઓફીસની બહાર આવ્યો, દિલ્લીની પોલીસે આ ખુનને માટે જે રીપોર્ટ તૈયાર કર્યો હતો, તે મેં સાથે લઇ લીધો, એવા હેતુથી કે માર્ગમાં ગાડીમાં બેઠાં બેઠાં તે સઘળો વાંચી લેવાય. મારી સાથેના પેલા વિશ્વાસુ માણસે એક ભાડુતી ગાડી બોલાવી અને અમે બન્ને એ ગાડીમાં ચંદ્રશેખરના ઘરની મુલાકાતે નીકળી પડયા.

રસ્તામાં મેં પેલો પોલીસે તૈયાર કરેલો રિપોર્ટ વાંચવા માંડ્યો, પણ મારા મિત્ર જમાદારે મારા મગજમાં જે ભૂત ભ-

રાખ્યું હતું તેથી મારૂં મન તે વાંચવામાં બરાબર ચોટયું નહિ. ચંદ્રશેખર પોતેજ ચંદ્રિકાનો ખુની હોય એમ માનવાને મારૂં દિલ પહેલાં તો તૈયાર થઇ શકયુ નહિ, પણ જ્યાં જમાદારે કહેલી વાત સાંભરી આવતી ત્યાં મગજમાં ભ્રમણા પેશી જતી અને "કદાચ એ સત્ય પણ હોય" એમ માનવાને દિલ લલચાઇ જતું. પોલીસ મેજીસ્ટ્રેટની ઓફીસ અને ચંદ્રશેખરના મકાનની વચ્ચે લગભગ એક કલાકનો રસ્તો હતો. તેટલા વખતમાં અસ્વસ્થ મગજે પણ હું તે સઘળો રીપોર્ટ વાંચી ગયો; અને માણેકચંદના કથન ઉપરથી આ કેસ સબંધી મેં જે અનુમાન કર્યું હતુ તે કરતાં કાંઇપણ વધારે વિગત મને આ રીપોર્ટમાંથી મળી આવી નહિ.

બરાબર અગીઆર વાગતાં હું ચંદ્રશેખરના ઘર પાસે જઇ પહોચ્યો. ગાડીને જરા દૂર ઉભી રખાવી અને અમે બન્ને જણ મકાનના દરવાજામાં પેઠા. દોઢીપરનાં માણસે અમને બન્નેને રોકયા અને પુછયું: "તમે કોણ છો ?"

મારી સાથેના માણસે જવાબ આપ્યો. "અમે પરદેશી છીએ અને બાબુ ચંદ્રશેખરને મળવા ઇચ્છીએ છીએ."

પેલો ડોઢીદાર બોલ્યો; "ત્યારે જરા થોભો, હું બાબુ સાહેબને પૂછી આવું." એમ કહીને પેલો દાદરપર ચડયો અને થોડીવારે પાછો આવીને બોલ્યો, "ભાઇ સાહેબ! આપ બાબુ સાહેબને સાંજે મળવા પધારો તો હરકત છે?"

મેં કહ્યું: "પણ અમારે એમને અત્યારે મળવુંજ જોઇ-

એ એટલું બધું અગત્યનું કામ છે: શું બાપુજી અમને ઉપર આવવા દેવાની ના કહે છે.”

દોઢીદાર ધીમેથી બોલ્યો: “ ખરૂં કહું બાઇ સાહેબ! જ્યારથી ચન્દ્રિકાબાનું ખુન થયું છે ત્યારથી બાપુજીનું મગજ કાંઈ ઠેકાણે લાગતું નથી. રોજરોજ કાંઇક ગાયા કરે છે, રોયાં કરે છે, અને જેમ તેમ બોલ્યા કરે છે. અથવા તો વિચારશૂન્ય બની બેસી રહે છે. આપ જાણતા હશો કે એમના માબાપ સૌ કોઇ મરી ગયં છે અટલે બાપુજી એકલાજ રહે છે. તેમને કોઇ આશ્વાસન આપનાર પણ ઘરમાં નહિ એટલે ચિત્ત વધારે ને વધારે ભમ્યાં જ કરે છે.”

ડોઢીદારના બોલવા ઉપરથી મે અનુમાન કર્યુ કે તે બિચારો દિલનો ભોળો હોવો જોઇએ; નહિ તો વગર પૂછ્યે આંટલી બધી વાત તે કોઇ અજાણ્યા માણસને કહે નહિ. મેં બરાબર પ્રસંગ શોધીને કહ્યું; “ ત્યારે બાપુજી રાત્રે ક્યાંક ગયા હતા ને ?”

“ડોઢીદાર બોલ્યો.” હા, ગયા હતા, કયાંક ગામ જવાના હતા. પણ ગાડીનો વખત ચુકી ગયા પછા આવ્યા છે. એટલે સવારે પાછા કયારે જવાના છે તેની મને ખબર નથી. હું ધારૂં છું કે તમે સાંજે આવશો તો મળી શકશો.”

મેં કહ્યું; “ ના, તેમ તો કોઇ રીતે બનેજ નહિ અમારે અત્યારે તેમને મળવુંજ જોઇએ.”

ડોઢીદાર બોલ્યો; “ ત્યારે બાઇ સાહેબ ! તમે જાણો. તે-

મને બોલાવો અને દાદર ઉઘડાવો તો મળો; પણ તેનો ઠપકો મારે માથે નહિ."

"કાંઈ હરકત નહિ. તને ઠપકો આપવા નહિ દઈએ " એમ કહીને અમે બન્ને જણ દાદરપર ચડયા. દાદર બંધ હતો અને માંહેથી ચંદ્રશેખર કાંઇક શોકજનક ગાતો હતો. એને બોલાવીને દાદર ઉઘડાવ્યા પહેલાં અમે બન્ને જણ પગથીયાં ઉપર ઉભા રહીને કાન સરવા કરીને સાંભળવા લાગ્યા.

"ગઇ ચાલી. ગઇ ચાલી, હતી મન ચિત્તની મૂડી,
શુકલપક્ષે ! નિશાસમયે ! ગઇ કયાં ચંદ્રિકા ઉડી ?
" ગઇ કયાં ચંદ્રિકા ઉ.... ડી?
" ગઇ કયાં ચંદ્રિકા ઉ...ડી ? '

" ગઇ કયાં ચન્દ્રિકા ઉડી " એ પદ અમે તેના મુખમાંથી આઠ દશવાર બોલાતું સાંભળ્યું. તે ઉપરથી મેં અનુમાન કર્યું કે તેની વૃત્તિ જરૂર ભ્રમિત થએલી હોવીજ જોઇએ. વળી આગળ રૂદનમય ગાન સંભળાયું.

" પ્રિયા ! આ શું થયું તારૂં ? મગજ કયાં ખોયું મેં મારૂં!
" છબી તારી સુંદર આ. પરંતુ ચીતમાં ચોડી !
" પ્રિયા ! શું પ્રેમ છોડીને, હૃદયના બંધ તોડીને
" જગતના આ સ્મશાને શું રહેવું હસ્તદ્વય જોડી ?

વળી બે મિનીટ સુધી કાંઇ સંભળાયું નહિ, માત્ર ઉષ્ણ ઉંડા નિશ્વાસો મુકાતા હોય, તેનો સ્વર કર્ણગોચર થવા લાગ્યો, વળી પુનઃ સંભળાયું.

શુકલપક્ષે, નિશા સમયે, ગઈ તું ચન્દ્રિકા ઉડી ?
" અનુચર સર્વ આ ઉભા. પરન્તુ તું ગઇ ઉડી !
" ગઇ તું ચન્દ્રિકા ઉડી,
" ગઇ ક્યા ચન્દ્રિકા ઉડી !
" ગઇ ક્યાં ચન્દ્રિકા ઉડી ?

વળી " ગઇ ક્યાં ચન્દ્રિકા ઉડી "એ પદ અમે કેટલીવાર સાંભળ્યું. એકાએક તે પદ ગવાતું બંધ થયું અને એક મોટા ધબકારો થયો. અમે બન્ને ગભરાયા, મેં બુમ પાડી અને ડોઢીદારને ઉપર બોલાવ્યો તથા મોટા ધબકારો થયો તે વાત તેને કહી તે પણ ગભરાયો અને વિચારમાં પડયો. મેં કહ્યું; " ભાઈ! વિચાર કરવાનો વખત નથી. બાબુજીનું હૃદય ઠેકાણે નથી માટે કાં તો દાદર તોડીને અથવા તો બીજે કોઇ રસ્તે અંદર જવું જોઇએ જરૂર તે બેશુદ્ધ થઇ ગએલ છે."

મારૂં કહેવું ડોઢીદારને ખરૂં લાગ્યું દાદર તો તુટે એવો ન હતો, પણ અમે બહારના રવેસની મેડીપર ચડયા. રવેસમાંથી એક ઉઘાડી બારીમાંથી કૂદી પડીને એક ઓરડામાં ગયા અને ઓરડાના અંદરના બારણાની સ્ટોપરી ઉઘાડીને બીજા ઓરડામાં ગયા, તો ત્યાં ચંદ્રશેખરને ખુરશીપરથી નીચે પડી ગયેલો અને ખુરશી તેના શરીરપર પડેલી દીઠી. મેં ખુરશી ઉંચકી બાજુએ મેલી અને મારા રૂમાલ વડે તેને પવન નાંખવા માંડયો. સઘળાં બારી બારણાં પેલા મારા માણસ પાસે મે ઉઘડાવી નંખાવ્યાં અને ડોઢીદારને ઠંડુ પાણી અથવા તો ગુલાબજળ લા-

'ંવા માટે કહ્યુ. તેણે કહ્યું " ગુલાબજળ આ કબાટમાં છે પણ તેની કુંચી કયાં છે તેની મને ખબર નથી."

તે કબાટનાં બારણું કાચનાં હતાં, મેં તેને કાચ ફોડીને માંહેથી ગુલાબજળ કાઢવા કહ્યું. સમયસૂચક ડોઢીદારે કબાટનો કાચ ફોડી નાંખ્યો અને ગુલાબજળની એક બાટલી કાઢી મારી પાસે મુકી. મેં ચન્દ્રશેખરના મોં પર અને મુખ્યત્વે કરીને આંખોપર ધીમે ધીમે ગુલાબજળ છાંટવા માંડયું.

પાએક કલાકમાં તે ભાનમાં આવ્યો પ્રથમ તેના શરીરમાં કાંઇક ચેતન આવતું જણાયું, અને પછી ધીમેથી તેણે પોતાની આંખો ઉઘાડી. અમને અજાણ્યા માણસોને આવેલા જોઇને તે વધારે ભાનમાં આવ્યો અને શેતરંજી ઉપર બેઠો થયો તથા એકી ટસે અમારી સામે જોઇ રહ્યો મેં કહ્યું " આપ હવે ભાનમાં છો ? શરીર સ્વસ્થ છે ? "

ચન્દ્રશેખર બોલ્યો હાજી મને આરામ છે, આપ કોણ છો? અત્રે કયાંથી ?

મારે અત્યારે જણવું જોઇએ કે ચન્દ્રશેખરની આ સ્થિતિ ઉપરથી મને એમ માંનવાને કારણ મળ્યું હતુ કે ચન્દ્રશેખરે પોતે ચન્દ્રિકાનું ખુન કર્યું નજ હોવું જોઇએ અને જો તેણેજ ખુન કર્યું હોય તો ચંદ્રિકાના મરણ પાછળ તે કદાપિ આટલો શોક કરેજ નહિ; કોઇના દેખતાં કદાચ આટલો શોક કરે, પણ એકાંતમાં આટલો શોક તે કદાપિ કરે નહિ. મને જણાઇ આવ્યું કે મારા મિત્ર જમાદારે મને કહેલી સઘળી હકીકત તદન ખોટી હોવી જોઇએ.

ચંદ્રશેખરના પ્રશ્નના જવાબમાં હું બોલ્યો " હું એક ડીટેક્ટીવ છું ચંદ્રિકાના ખુનની તપાસ માટે અત્રે આવ્યો છું. આપનો દ્વાર બંધ હતો અને એકાએક અંદર ધબકારો થતાં મને વહેમ પડયો. અને આપના માણસ સાથે અત્રે આવ્યો. હું આવ્યો ત્યારે આપ બેભાન થએલા હતા. "

ચંદ્રશેખર બોલ્યો; આપે મારા માટે લીધેલી તસ્દી માટે હું આપનો આભારી છું. પરંતુ સૌથી પહેલાં મારે ખાતરી કરવી જોઇએ કે આપ એક ડિટેકટીવજ છો, "

ચંદ્રશેખરની આ શંકાને દૂર કરવાને મેં મારો પાસ બતાવ્યો એટલે તે સંતોષ થયો મારે ચંદ્રશેખર સાથે કેટલીક ખાનગી વાત કરવાની હતી તેથી મારી સાથેના માણસને મેં નીચે ચાલ્યા જવાનું કહ્યું અને ચંદ્રશેખરે પોતાના ડોઢીદારને નીચે ચાલ્યા જવાનું કહ્યું; એટલે હું અને ચંદ્રશેખર એકલા પડયા.

અત્યારે મારા મગજમાં એક નવીન શંકા જાગૃત થવા પામી મેં વીચાર્યુ કે કદાચ ચદ્રશેખર પોતેજ ખુની હોય અને આવું શોક કરવાનું નાટક તો દેખાવને માટેજ કાં ન ભજવ્યું હોય ? આ શકા ઉપરથી ચંદ્રશેખર સાથે કાંઈ પણ વધારે પડતી વાત કરતાં મારૂં દિલ ખમચ્યું. મેં સાધારણ રીતે તેને કહ્યું, " આપ આ ખુનના વિષયમાં જે કાંઇ વિશેષ સમાચાર જાણતા હો, તે મને કહો. "

તેણે કહ્યું પોલિસના રિપોર્ટમાં તે બાબત જે કાંઈ સમાચાર છે તે ઉપરાંત હું કાંઇ પણ વિશેષ જાણતો નથી. "

મેં કહ્યું: ઠીક પણ આપ એ કહી શકશો કે આ ખુન કોણે કર્યું હોવું જોઇએ અને ખુની માણસ ચંદ્રિકાની લાસ શા માટે લઇ ગયો હોવો જોઇએ ?"

ભાઈ સાહેબ ! હું પણ એનું કારણ સમજી શકતો નથી. ખુનીને લાશ સાથે શું કામ હોય તેની ખબર પડતી નથી." ચંદ્રશેખરે કહ્યું.

મેં કહ્યું "ત્યારે તમે તેને મરણ પામેલી શા માટે માનો છો તેને કોઇએ જીવતીને જીવતી કેદ કાં ન કરી હોય ?"

ચંદ્રશેખર બોલ્યો "તેનું ખુન રાત્રે થયેલું છે અને તેનું આખું બિછાનું લોહી લોહી થઇ રહ્યું હતું. આખા ઓરડામાં પણ જ્યાં ત્યાં લોહીના છાંટા ઉડેલા હતા, આ ઉપરથીજ ચોખ્ખું અનુમાન કરી શકાય છે કે તેનું ખુન થયું હોવું જોઇએ. અને હા, બાબુ દ્વારિકાદાસના પુત્રનું જે ખુન થએલું માનવામાં આવે છે તે વાત શંકાસ્પદ છે કારણ કે તે છોકરો જડતોજ નથી. રખેને તેને કોઇએ જીવતોને જીવતો કેદ કરી રાખ્યો હોય પરંતુ ચંદ્રિકાતો મરણ પામેલીજ હોવી જોઇએ." ચંદ્રશેખર ગદ્ગદ્ કંઠે બોલ્યો; અને બાબુજી, તેની પાછળ મારૂં જીવન પણ વધારે સમય ટકી શકશે નહીંજ"

આ સાંભળીને મને શોક તો થયો પણ મેં તે જરા પણ પ્રદર્શિતકર્યો નહિ.

---

# પ્રકરણ ૮ મું.

## આશા-નિરાશાંનો હીંચકો.

હવે મેં વિચાર્યું કે મારે સૌથી પહેલાં મારા હૃદયની શંકાને દૂર કરવી જોઇએ, કારણ કે તે શંકા દૂર કર્યા સિવાય હું ચન્દ્રશેખરની સાથે કાંઇ પણ વાતચીત છુટથી કરી શકતો ન હતો. મેં પૂછ્યું; " એક ડિટેકટીવ તરીકે સૌથી પહેલાં મારે ખાત્રી કરવી જોઇએ કે-તમે ચન્દ્રિકા સાથે શુદ્ધ પ્રેમ ધરાવતા હતા કે નહિ ? "

ચન્દ્રશેખર ચમક્યો: " હેં ? શું ચન્દ્રિકા સાથેનો મારો પ્રેમ તમે અશુદ્ધ માનો છો ? મારા મીત્ર તમારી પાસે છરી છે ? લાવો હું મારું હૃદય ચીરીને તમને બતાવું " એમ બોલતાં ચન્દ્રશેખર ઘેલા જેવો જણાવા લાગ્યો એમ બોલીને તે તરતજ ઉઠયો. એક કબાટ ઉઘાડયો. તેમાંથી એક ચાંદીનું સુંદર નકશીવાળું નાજુક બોકસ કાઢયું. તે ઉઘાડયું. બોકસના ઉપરના ઢાંકણાની અંદર ચન્દ્રિકાની સુંદર હસતી છબી હતી. તે જોતાંજ ચન્દ્રશેખરનું દિલ વિદિર્ણ થઇ જતું હોય તેમ જણાયું તે બોકસમાંથી તેણે ચન્દ્રિકાના કેટલાક પત્રો કાઢયા અને તે મારા ખોળામાં નાંખ્યા અને પુન ચન્દ્રશેખરની આંખમાંથી આંસુના બે ટીપાં પડયાં.

તેમાંના થોડા એક પત્રો મેં વાંચ્યા. ખુન થયાના આગલા દિવસનો પણ એક પત્ર ચન્દ્રિકાના હસ્તે લખાએલો હતો, તે

વાંચ્યો પણ તેમાં તો ચન્દ્રિકાપર કોઇ પણ પ્રકારની આફત આવી પડી હતી. તેનું દર્શન પણ થતું ન હતું. હું સઘળા પત્રો વાંચીને મોટી અજાયબીમાં પડયો. ચન્દ્રશેખર ચન્દ્રિકા ઉપર ખરો પ્રેમ ન ધરાવતો હોય તેવી એક પણ નિશાની આ પત્રો ઉપરથી જોવામાં આવી નહિ હું મોટા વિચારમાં પડયો. મારા જમાદાર મિત્રે મારા મગજમાં જે ભૂત ભરાવ્યું હતું તેની એક પણ નિશાની મારા જોવામાં આવી નહિ છતાં મેં ચન્દ્રશેખરને પૂછયું; " તમારાં લગ્ન ચન્દ્રિકા ની સાથેજ થવાનાં હતાં એમ તમે કહો છો. કોઇ બીજી કુમારિકાની સાથે તમે પ્રેમમાં તો ન હતાં ? "

વળી પુનઃ ચન્દ્રશેખર ચમક્યો. તે બોલ્યો; " મારા મિત્ર ! તમે આ શું બોલોછો ? શું હજી તમને મારા વિશુદ્ધ હૃદયની ખાત્રી થતી નથી ? "

ચન્દ્રશેખરના શબ્દોની સત્યતા ઉપર મને આ ઉપરથી થોડી પ્રતીતિ આવી. મેં હવે થોડે થોડે ભરમ ખોલતાં કહ્યું: " ત્યારે તમે આજે પરોઢિયે સ્ટેશનપર ગયા હતા ? ગયા હો તો શા માટે ગયા હતા ? અને પાછા શા માટે આવ્યા ? "

ચન્દ્રશેખર બોલ્યો. "મિત્ર તમે ખરેખર ડિટેકટીવ જ છો. તમને ક્યાંથી ખબર કે હું સ્ટેશનપર ગયો હતો !

મેં કહ્યું: " તમારા નોકરે કહ્યું. "

તેણે પોતાના ટેબલના ખાનામાંથી એક કાગળ કાઢીને મારી સામે ફેંકીને કહ્યું: " મિત્ર ! ચન્દ્રિકાના મરણથી મારું

હૃદય ચીરાઇ ગયું છે. બલકે કહો કે મારૂં જીવન ધુળ થઇ ગયું છે હું સંન્યાસ લેવાની ઇચ્છા રાખું છું, અને તેટલા માટે આજે પરોઢિયે હું કાશી તરફ જવાનો હતો, પરંતુ સ્ટેશનપર પહોંચતાં ગાડી ઉપડી અને હું રહી ગયો. હું પાછો આવ્યો આવતી કાલે હું પાછો જવાનો છું. આ મારૂં વીલ છે. તેમાં મેં મારી સઘળી મિલકત ધર્માદામાં વાપરી નાંખવાનું ઠરાવેલ છે. મારા મિત્રોએ તે વીલ નીચે સહી કરી છે. હું એ વીલ મારા ટેબલના ખાનામાં મૂકી જનાર છું અને તેની વ્યવસ્થા મારા મિત્રો કરશે. ”

વીલ જોતાં મારી ખાત્રીમાં વધારો થયો અને મેં માન્યું કે ચન્દ્રશેખર પવિત્ર હોવો જોઇએ અને મારો જમાદાર મીત્ર બડો ઠગ હોવો જોઇએ. મેં કહ્યું: “ તમે કોઇ હોટલમાં આજે પરોઢિયે કોઇ પરદેશી ડાકતરને મળ્યા હતા ! ”

ચન્દ્રશેખર આભો બન્યો અને બોલ્યો; “ મને આશ્ચર્ય થાય છે કે તમે આ વાત કેવી રીતે મેળવી ? શું તે ડાકતરને તમે મળ્યા | હતા, હું એક કલકત્તાના ડાક્તરને રેલ્વેપરની માંણેકચંદની હોટલમાં મળ્યો હતો. હું અને તે એકજ ઓરડામાં સુતા હતા. ”

ચન્દ્રશેખરના સઘળા સત્યકથન ઉપરથી મને તેનામાં સંપૂર્ણતા વિશ્વાસ ઉત્પન્ન થયો. હવે આ ખુન સંબંધી કાંઇ વિશેષ પૂછગાછ કરવાનું મને મન થયું. મે પૂછ્યું “ત્યારે મને કહેશો કે આ ખુનનું કારણુ ચન્દ્રિકાના પિતાના વીલમાં રૂ, દસ લાખની જે વહેંચણી કરવામાં આવી છે તેજ હોવું જોઇએ કે નહિ ?”

તે બોલ્યો " ચન્દ્રિકાના પિતાના પૈસાના વારસદાર માત્ર બે જણ છે. ચન્દ્રિકા પોતે અને તેનો કાકો બાબુ દ્વારિકાદાસ."

" મારૂં કહેવું એમ છે કે બાબુ દ્વારિકાદાસે પૈસાના વિશેષ લોભથી તો આ દુષ્ટ કામ કર્યું ન હોય ? "

આ સાંભળી ચન્દ્રશેખર નિરાશ થયો હોય તેમ જણાયો તે બોલ્યો " ના, ના, એમ તો હોઇ શકે નહિ. થોડા લાખ રૂપિઆને માટે બાબુ દ્વારિકાદાસ પોતાની ભત્રિજીનું ખુન કરે નહિ. તે બહુ ધર્મિષ્ઠ માણસ છે. "

મેં કહ્યું " પણ ધર્મિષ્ઠ માણસો તો બહુ લુચ્ચા હોય છે અને પૈસાના લોભી તો તેઓ બહુજ હોય છે. "

તેણે આગ્રહ પુર્વક કહ્યું: " પણ ના, ના, તેમ તો ન હોય. તેના છોકરાનું પણ ખુન થયું છે. તે ઉપરથી મને લાગે છે કે બન્નેનો કોઇ સામાન્ય દુશ્મન ત્રીજોજ માણસ હોવો જોઇએ

મેં કહ્યું " ના, ત્યારે તમે ભૂલો છો. ચન્દ્રિકાનું ખુન પોતે નથી કર્યું એમ સાબીત કરવાને જ કદાચ તેણે પોતાના પુત્રને છુપાવી પણ રાખેલ હોય. પૈસાનો લોભ ગમે તેટલાં બુરાં કામો કરી શકે છે."

પરંતુ ચન્દ્રશેખર તે માનવાને કબુલ થયો નહિ; તેણે કહ્યું " બાબુ દ્વારીકાદાસ પૈસાનો લોભી નથી. એ વાત ચોકસ માનજો. બાબુ મદીદાસની મીલકતમાંથી તેમને બે લાખ રૂપિયા મળવાના હતા. તે પણ તેમણે ચન્દ્રિકાના લગન થયે તેને આપી દેવાનું વચન આપ્યું હતું."

ચન્દ્રશેખરના આટલા બધા આગ્રહથી મને લાગ્યું કે કદાચ તેનું માનવું ખરૂં હોય અને આ ખુનમાં બાબુ દ્વારીકાદાસ સિવાય બીજા કોઇનો પણ હાથ હોય. મેં કહ્યું " ત્યારે તમને કહુંછુ કે જ્યાં સુધી ચન્દ્રિકાના ખુનનો હું તમને છેવટનો પતો ન આપું, ત્યાં સુધી તમારે સન્યાસી થવાનો વિચાર માંડી વાળવો; કારણ કે તમે જો દીલ્લીમાંથી ચાલ્યા જશો તો મોટો અનર્થ થવાનો ભય રહે છે. ગમે તેમ હોય પણ આ ખુનમાં બાબુ દ્વારીકાદાસ અથવા તો તેના ઘરના કોઇ માણસનો હાથ તો હોવો જ જોઇએ. કદાચ એવો પણ સંભવ રાખી શકાય કે ચન્દ્રિકા જીવતી હોય અને તેને જ કોઈ ઠેકાણે કેદ રાખવામાં આવી હોય, પણ જો તમે જતા રહેશો તો તેનું ખુન થઇ જવાનો મોટો ભય છે."

આ સાંભળતાં જ ચન્દ્રશેખરનું વદન આનંદથી ચળકાટ મારવા લાગ્યું તે ચમકીને બોલ્યો; " શું ચન્દ્રિકા જીવતી હોય "?

હા. ખુનની નિશાનીઓ ઉપરથી તમારે એમ ન માની લેવું કે તેનું ખુનજ થયું હોય. ખુનીઓ બહુ કરામતદાર હોય છે,"

" એટલે ? "ચન્દ્રશેખર મારી સામે આશ્ચર્યથી જોઇ રહ્યો.

" એટલે એજ કે હું કહું તે પ્રમાણે તમારે ચાલવું જોઇએ જો તેમ ચાલ્યા જશો તો બદ્રીદાસના દશે લાખ રૂપિયા દ્વારકાદાસના થશે અને ચન્દ્રિકાને જો કોઇએ કેદ કરી હશે. તો તુરત તેનું ખુન થઇ જશે: માટે હાલમાં તમારે સન્યાસી થવાનો કે ચાલ્યા જવાનો વિચાર માંડી વાળવો."

ચન્દ્રશેખર ઉપકાર વશ થતો હોય તેવુ વદન કરીને બોલ્યોઃ "બહુ સારૂ, મહાશય ! હું તમારા કહેવા પ્રમાણે ચાલીશ અને જ્યાં સુધી ચંદ્રિકાની બાબતમાં તમે મને નિરાશ કરો નહિ ત્યાં સુધી હું કયાંય પણ જઇશ નહિ. મેં ફ્રાન્સ અને ઇંગ્લાંડના ગુપ્તચરોની આશ્ચર્યમય કહાણીઓ વાંચી છે. અને તેથી આપના પર મને સારી શ્રદ્ધા ઉત્પન થઇ છે. તમારા કહેવા પ્રમાણે તમે બાબુ દ્વારીકાદાસ પર વધારે શંકાશીલ છો. પરંતુ એવું નિંદનીય કામ તે કરે, એવો નિંદનીય વિચાર પણ મારાથી ન થઇ શકે એટલા તે પવિત્ર છે. સાક્ષાત વિષ્ણુ સ્વરૂપ છે. એમ કહો તો તે પણ ચાલે એવા સત્યવ્રત પુરૂષપર આવી શંકા લાવવી તે શકય તો શું પણ સંભવિત પણ નથી."

" કદાચ તમારૂં કહેવુ બરાબર હોય તો પણ મારૂ માનવુ એટલું તો ચોક્કસ છે કે બાબુ દ્વારીકાદાસના ઘરના માણસમાંથી કોઇનો હાથ તે ખુનમાં હોવો જ જોઇએ."

" તેના ઘરમાં તેની એક સ્ત્રી અવશેષ રહી છે. છોકરો તો બિચારો કયાંય હશે કે મરી પણ ગયો હશે. તે બિચારી ચંદ્રિકાને માટે તેમાં જ છોકરાને માટે એક સરખી રીતે રડે છે."

આ સાંભળતાંજ આશા–નિરાશાના હીંચકામાં હીંચવા મારી સ્થીતિ થઇ. હું તુરત તેને સલામ કરીને ઉઠયો અને સીધો મેજીસ્ટ્રેટની ઓફીસે આવ્યો.

# પ્રકરણ ૯ મું.

---

## ચંદ્રિકાનું શયન ગૃહ.

ચંદ્રશેખરની મુલાકાતથી મને નિરાંત તો થઇ કારણ કે તપાસ કરવામાં એક અગત્યના મદદગારને હું દીલ્હીથી દુર જવા દેતાં થોભાવી રાખી શકયો હતો; પરંતુ તેની સાથેની વાતચીતે મારૂં મગજ ભ્રમાવી દીધું હતું. હું મેજીસ્ટ્રેટની ઓફીસમાં એક ખુરસીપર ગુપચુપ બેઠો હતો, જમવા જવાનો સમય થઇ ગયો હતો. પણ પેટમાં લાગેલી ભૂખનું ભાન મને રહ્યું ન હતું, ખુન વિષેજ વિચાર કરતો કરતો હું બેઠો હતો, એટલામાં મારો પેલો જમાદાર મિત્ર મારી પાસે આવી પહોંચ્યો, મારી ખાત્રી થઇ હતી કે ચંદ્રશેખર પવિત્ર છે, અને તેથી તેણેજ ખુન કર્યુંછે. એવીવાત મારા મગજમાં ઠસાવવાનો પ્રયત્ન કરનાર મારા તે જમાદાર મિત્ર સાથે આ વખતે મેં ખુલ્લા દિલથી વાતચીત કરવાનું વાજબી માન્યું નહિં.

મારી પાસેની ખુરસીપર તે બેઠો અને મને ધીમેથી પુછવા લાગ્યો: “ કેમ ! ચંદ્રશેખરની પાસે જઇ આવ્યા ! ”

મેં હા પાડી.

તે બોલ્યો “ તપાસનું પરિણામ શું આવ્યું ! મેં કહ્યું ‘ તું તે બાબત તમને ખરી લાગી કે નહિં ? ”

મેં બરાબર મ્હોં ન આપતા કહ્યું:” ઠીક ખરી લાગી છે.

મારા મિત્રના મ્હોં ઉપર હર્ષની સુરખી ચડી આવી હોય તેમ જણાયું. તે બોલ્યો "કહો, ત્યારે બાઇ સાહેબ ! મેં તમને વાજબી કહ્યું હતું કે નહિં."

મેં ડોકુ ધુણાવીને હા પાડયા સરખુ કર્યું. તે ઉઠીને ચાલતો થયો દ્વારીકાદાસના ઘરમાં જે વિભાગમાં ચંદ્રિકાનું ખુન થયુ હતું, તે વિભાગની તપાસ કરવાનું મેં વાજબી માન્યું. વિચાર થતાં જ મને તે તપાસ કરવાની ચટપટી થઇ આવી. મેજીસ્ટ્રેટને કહીને મેં એક સીપાહીને સાથે લીધો અને અમે બન્ને જણ બાબુ દ્વારકાદાસના ઘર તરફ ગયા, માર્ગમાં એક હોટલમાં જઇને દુધ-પુરી ખાઇ લીધું કે જેથી સાંજ સુધી પેટની ચિંતા મટી જાય.

જ્યારે અમે બાબુ દ્વારીકાદાસને ઘેર ગયા ત્યારે ઘંટા ઘરમાં બપોરનો એક વાગ્યો, તે વખતે બાબુ દ્વારીકાદાસ ઘેર નહતા પણ પોતાની દુકાન ગયા હતા. હું અને મારી સાથેના સીપાહી દોઢી પર બેઠા અને તેમનાં એક દોઢીદારને દુકાને બાબુજીને તેડવા માટે મોકલ્યો. બાબુજી આવ્યા તેટલા વખતમાં મેં તેમના ઘરની મજબુત બાંધણી ટીકી ટીકીને જોઇ લીધી અને મને જણાયું કે ઘરના કોઇ પણ ભાગમાં બહારનો માણસ ઘુસી જઇને ખુન કરે તેવો જરા પણ લાગ નથી.

થોડી વારમાં બાબુજી પોતાની ગાડી સાથે આવી પહોંચ્યા. હું બાબુજીને મળ્યો અને કહ્યું "હું એક ડિટેક્ટીવ છું અને મને આપની ભત્રીજી તથા આપના પુત્રના ખુનની તપાસ માટે

કલકત્તેથી ખાસ બોલાવવામાં આવેલ છે. હું આપના ઘરની રચના જોવા ઇચ્છું છું અને મુખ્યત્વે કરીને એ જોવા ઇચ્છું છું કે ચાંદ્રિકાનું ખુન કયે સ્થળે થએલું છે. "

મારી માગણી સાંભળીને બાબુ દ્વારીકાદાસે મને માથું નમાવી આભારની લાગણી પ્રદર્શિત કરી તથા હું ડીટેકટીવ હોવાની ખાતરી માગી મેં મારો પાસ બતાવ્યો એટલે બાબુજી મને પોતાના દીવાનખાનામાં લઇ ગયા અને ઘણા આદરપુર્વક મને પાનનું એક બીડું આપ્યું, મેં તે ખાધું અને સત્વર તપાસ કરી જોવાની ઇચ્છા જણાવી. બાબુ દ્વારીકાદાસે આ ઉપરથી મારી સાથે આવીને એક ઓરડો ઉઘાડયો તેજ ચંદ્રિકાનું દિવાનખાનું તથા શયનગૃહ હતું તે એક ઘણું સુંદર દિવાનખાનું હતું. બે કાચના કબાટોમાં કેટલાંક પુસ્તકો ગોઠવીને એક સુંદર લાઇબ્રેરી બનાવવામાં આવી હતી. તે સિવાય એક લાકડાનાજ બારણાવાળો કબાટ ઘણી નકશીવાળો હતો. બાબુ દ્વારીકાદાસે મને કહ્યું કે તે કબાટમાં ચંદ્રિકાના કપડાં ભરેલાં છે તે સિવાય બાજુએ એક પિત્તળનો છત્રીવાળો પલંગ હતો અને તેની બાજુએ લખવાની એક મેજ તથા તેના પર બળી ગએલી મીણબતીવાળુ એક વોલસીટ પડયું હતું વોલસીટ ઘણું નમુનેદાર હતું. તે ઉચકીને જોવાનું મને મન થયુ. મેં તે ઉચકયું તો તેની બેસણી નીચેથી એક પરબીડીયુ નીકળ્યું તે ફાડેલું હતું અને તેનાપર ચંદ્રિકાનું સીરનામુ હતું તેના પર દિલ્હીના ટપાલ ઓફીસની બે છાપો હતી. તે ઉપરથી મેં અનુમાન કર્યું કે દિલ્હીમાંથી ને દીલ્હીમાંથી

જ ચંદ્રિકા ઉપર તેની કોઇ સખીએ પત્ર લખ્યો હશે. મેં બાબુ દ્વારીકાદાસની રજા માગી કે પરબીડીયાની અંદરનો પત્ર મને વાંચવા દેશો ? બાબુજીએ હા કહી એટલે મેં પરબીડીયામાંથી પત્ર કાઢયો, ઉખાળ્યો, પરંતુ મોટા આશ્ચર્યની વચ્ચે તે બિલકુલ કોરો હતો ! મેં ફરી ફરીને તે કાગળને સઘળી બાજુએથી તપાસ્યો પણ ક્યાંય અક્ષર માલૂમ પડયા નહિ, મારી પેઠે સૌ કોઇ તે કોરો કાગળ જોઇને આશ્ચર્ય પામ્યા. એ પૈસાના પરબીડીયા માં માત્ર કોરા કાગળનો એક ટુકડો ચંદ્રિકા ઉપર કોણે મોકલ્યો હશે, તે વિચારમાં સૌ કોઇ પડયા મે બાબુજીને કહ્યું બાબુજી આ કાગળના ટુકડામાં કાંઇ ગુપ્ત ભેદ સમાએલો હોય એમ મને જણાય છે. માટે મને તે સાથે લઇ જવા દેશો" બાબુજીએ નિખાલસ દીલથી હા કહી એટલે મે તે કાગળ તથા પરબીડીયુ ગજવામાં નાખ્યા અને પુનઃ હું દિવાન ખાનાની વસ્તુઓ જોવામાં પડયો.

પલંગપરની તળાઇ પાથરીને મને બતાવવામાં આવી. ખરેખર તે લોહી લુહાણ ભરી હતી. તે તળાઇ જોતાંજ બાબુ દ્વારિકાદાસની આંખોમાં આંસુનું પૂર ઉભરાઇ આવ્યું. લોહીમાં લદબદતી હોય તેવી તે શય્યા જોતાંજ સાધારણ માણસ [illegible]ત થઇ જાય તેવી તે દેખાતી હતી. એટલામાં બાબુ દ્વારિકા[illegible]ની સ્ત્રી ત્યાં આવી પહોંચી. તે આ લોહી લુહાણ શય્યા જોતાંજ ખુલ્લી રીતે રડી પડી. તેની આંખમાંથી અશ્રુની ધારા વહી જતી હતી. મેં તેમને ધીરજ આપીને કહ્યું "તમે ધીરજ રાખો ચંદ્રિકા ના ખુનનો પત્તો હું ગમે તેમ કરીને લાવીશ. મારા ધારવા પ્રમાણે ચંદ્રિકા હજી જીવતીજ હોવી જોઇએ."

મારૂં આ કથન સાંભળતાંજ સૌ ચમક્યાં. બાબુ દ્વારિકાદાસ બોલી ઉઠયા. " શું આ શય્યા જોવા છતાં તમે એમ કહેવાની હિંમ્મત ધરોછો કે ચંદ્રિકા જીવતી હોવી જાઇએ ! "

મેં કહ્યું " સેંકડે પચાસ ટકા હું એમ કહી શકું છું પણ તમે મને કહી શકશો કે, ખુની ખુન કરીને મુડદું શા માટે લઇ ગયો હશે ? " દ્વારિકાદાસે કહ્યું. " મને પણ એ આશ્ચર્ય થાય છે. " મેં કહ્યું: " ત્યારે તમને ચંદ્રિકાનું ખુન કરનાર કોણુ છે તે માટે કાંઇ શંકા આવે છે ? "

દ્વારિકાદાસની સ્ત્રીએ કહ્યું. અરેરે ભાઇ ! આ દુનિયામાં તેના જેવી નમ્ર છોકરીનું દુસ્મનજ કોણુ હોય કે કોઇ તેનું ખુન કરે એવી શંકા અમે કરીએ ? "

મને મોટો વિચાર પડયો. મેં ઓરડામાં ચારે તરફ નજર કરીને જોયું પણ પરાયો પુરૂષ ખુન કરવાને માટે ક્યાંઇથી આવી શકે તેમ લાગ્યુ નહીં મેં દ્વારિકાદાસને પુછયું જે રાત્રે ચંદ્રિકાનુ ખુન થયું તેની બીજે દિવસેતમે માત્ર અહીંજ લોહી લુહાણ થએલું જોયું ઓસરીમાં કે બીજે ક્યાંય લોહીના છાંટા ઉડેલા તમારા જોવામાં આવ્યા હતા ? "

દ્વારિકાદાસે આશ્ચર્યયુક્ત થઇને કહ્યું. " ના, મને પણ હવે આશ્ચર્ય થાય છે કે ચંદ્રિકાનુ ખુન કરીને તેનુ મુડદું જો ખુની લઇ ગયો હોય તો તેના મુડદામાંથી માર્ગમાં પણ લોહીની નીશાનીઓ તો હોવીજ જોઇએ ના ! "

મેં કહ્યું " ત્યારે તમારો છોકરો ક્યાંથી ગુમ થયો છે ? "

મારા પ્રશ્નથી બાબુજી મને તેની પાસેના બીજા ઓરડામાં લઇ ગયા અને કહ્યું. " આ ઓરડામાંથી તે ગુમ થયો છે. સાંજે નિશાળેથી આવીને જમ્યો અને ત્યાર પછી તે તુરત સુતો. સવારે જોતાં તે ઓરડામાં ન મળે ! ચંદ્રિકાનું ખુન તુરતમાં જ થએલું હોવાથી અમે માનીએ છીએ કે તેનું પણ કોઇએ ખુન જ કરેલું હોવું જોઇએ. "

મેં પૂછ્યું. " છોકરાની પાસે કાંઇ ઘરાણું હતું ? "

" હા, તેના હાથમાં એક ઘણા કિમતી હીરાની વીંટી હતી; બીજું કાંઇ ન હતું. "

" ઠીક " એમ કહીને હું ઓરડાની બહાર આવ્યો અને મારા માણુસની સાથે ચાલતો થયો. મારૂં દિલ પેલા કોરા કાગળમાં ભરાઇ રહ્યું હતું કે કયારે ઓફીસમાં જઇને એ કાગળની તપાસ કરૂં.

## પ્રકરણ ૧૦ મું.

## પેલો કોરો કાગળ.

હું સીધો માજીસ્ટ્રેટની કોર્ટમાં ગયો. સાંજના પાંચ વાગી ગયા હતા, પણ હજી મારૂં મન હાલકડોલ હતું. મેં તપાસ તો ઘણીએ કરી હતી, પરંતુ સઘળી તપાસ અચોકસ નીવડી હતી. મેં જેટલી તપાસ કરી હતી, તે ઉપરથી કાંઈ પણ નિર્ણય થઇ શકે તેમ ન હતું. ચંદ્રશેખરને તો હું નિર્દોષ માનતો હતો. બાબુ દ્વારિકાદાસને દોષિત માનવાને મારૂં મન લલચાતું હતું

પણ ચન્દ્રશેખરે ... રેલી ભલામણ ઉપરથી તેને હું અપવિત્ર માનવાને પાછો હઠતો. મગજની હચમચતી સ્થિતિમાં હું ઓફીસમાં આવી પહોંચ્યો અને ચાહનો એક કપ પીને મગજને વિશ્રાંતિ આપી.

સાંઝ પડી હતી પણ હજી સુર્યાસ્ત થયો ન હતો. પેલા કોરા કાગળને માટે મેં તપાસ કરવાનું વાજબી માન્યું મેજીસ્ટ્રેટ કોર્ટમાંજ એક ખુણે એક આરામ ખુરશી પડેલી હતી તેનાપર હું બેઠો અને ગજવામાંથી પેલો કાગળ કાઢયો. તે કાગળ હું ટીકી ટીકીને જોતો હતો એટલામાં પેલો મારો જમાદાર મિત્ર મારી પાસે આવી પહોંચ્યો અને એક ખુરશી દૂર પડેલી હતી તે પાસે ખેંચીને મારી પાસે બેઠો બેસતાંજ તે બોલ્યો—" કાં શું લખોછો ? " " મેં કહ્યું લખતો તો કાંઇએ નથી, પણ આ એક કાગળ તપાસું છું. આ કોરો કાગળ બાણુ દ્વારિકાદાસના ઘરમાંથી હાથ લાગ્યો છે, તે જોઇને હું તો ભારે આશ્ચર્યમાં પડયો છું. "

તે મોટા આશ્ચર્યમાં પડયો હોય તેવું વદન કરીને બોલ્યો —" કોરો કાગળ ? આજ કાગળ કે ? " એમ કહીને તેણે મારા હાથમાંથી કાગળ ઝુટાવી લઇને જોવા માંડયો અને બોલ્યો: " આ તો બિલકુલ કોરો કાગળ છે; આમાં શું તપાસવાનું છે ?"

" એ કાગળ એક પરબીડીયામાંથી હાથ લાગ્યો છે અને તે પરબીડીયા ઉપર ચન્દ્રિકાનું શીરનામું લખેલું હતું, તે ઉપરથી મને જરા શંકા ઉત્પન્ન થઇ છે. " મેં કહ્યું પરંતુ તુરતજ મને સ્મરણ થયું કે આ મારા જમાદાર મિત્રને કાંઇપણ વાત

કહેવી તે જોખમ ભરેલું છે, કારણ કે ચંદ્રશેખરને માટે તેણે મને ઉંધે માર્ગે દોર્યો હતો.

" પણ આમાં તો કાંઈ નથી. " એમ બોલતાંજ તે તે કોરો કાગળ ફાડી નાંખવા લાગ્યો. હું બાવરો બન્યો અને તેના હાથમાંથી કાગળ ઝુંટાવી લેતાં બોલ્યો-"ના, ના, તે ભલેજ તેમ.જ રહ્યો ફાડશો નહીં. "

મારો જમાદાર મિત્ર તે કાગળ ફાડી નાંખતો હતો, તે જો-ઇને મને તેના ઉપર એક વાર શંકા કરવાનું કારણ મળ્યું. હું ભેદ પામી ગયો કે આ થયેલાં ખુનોમાં અવશ્ય તેનો કાંઇક હાથ હોવો જ જોઇએ મે તેને તે કાગળ ફાડી નાંખતો અટકાવીને તેના હાથમાંથી કાગળ ઝુંટવી લીધો એટલે તે ગભરાઇ ગયો હોય તેના જેવું તેનું વદન થઇ ગયું આથી મારી શંકા જરા દ્રઢીભૂત થઇ તે પણ અગાડી બોલી શકયો નહિ તે સાથે મને તે કાગળને સાચવી રાખવા માટે ચિંતા પણ ઉત્પન્ન થઇ અને તે જમાદા-રનું હિત આ કાગળ ફાડી નાંખવાથી સચવાતું હોવું જો-ઇએ એમ માનીને મેં વિચાર્યું કે આ કોરા કાગળમાં કાંઇક ગુપ્ત લખાણ તો અવશ્ય હોવું જ જોઇએ

આ પ્રકારની ગુપ્ત શાહીઓ પણ હોઇ શકે. કે જેથી સફેદ કાગળ ઉપર કાંઈ અક્ષરો લખ્યા હોય તો તે ખુલ્લા જણાય નહિ અને કાગળ ઉપર કાંઇ પ્રયોગ કરતાં અક્ષરો જણાઇ આવે. લાંબો વિચાર કરતાં મને આ અનુમાન ઘણે અંશે સાચું લાગી આવ્યું.

એટલામાં સૂર્યાસ્ત થયો અને મેજીસ્ટ્રેટનો પટાવાળો મને જમવાને

તેડવા આવ્યો, હું ઉઠયો અને જમવાને માટે ઓફીસની નજી-માંજ એક વીશી હતી ત્યાં ગયો કે જ્યાં અગાઉથી મારે માટે સારી સગવડ રાખવામાં આવી હતી જ્ઞાતિનો હું બ્રાહ્મણ હતો એટલે જમતી વખતે મારે કપડાં કાઢવાજ જોઇએ અને ઉઘાડે શરીરે અબોટીયું પહેરીને જમવા બેસવું જોઇએ પણ જો કપડાં કાઢીને જમવા બેસું તો પેલો પ્રાણ કરતાં પણ વધારે વ્હાલો કાગળ ચોરાઇ જાય તેની મને બહુ બીક હતી. હું તો વેસ્ટકોટ સાથે જમવા બેઠો વેસ્ટકોટના એક ગજવામાં પૈસા ભરવાનું ચામડાનું બનાવેલું પોકેટ હતું. ચામડા સાથે જમવા બેસવું તે તો ખુલ્લી રીતે ભ્રષ્ટતાજ લેખાય છતા તે ભ્રષ્ટતાની દરકાર ન કરીને માત્ર તે કાગળના સંરક્ષણને માટે હું જેમનો તેમ જમવા બેઠો

જમવાને માટે સારી સોઇ રાખવામાં આવી હતી. સવારે અધુંપધું ખાધું હતું. તેથી માજીસ્ટ્રેટ સાહેબે જાણી કરીને જ સારી ગોઠવણ કરી હતી. શિખંડ, પુરી, કચોરી, વડાં અને ત્રણ જાતનાં શાક, એટલા વાના જમવામાં આવ્યા. મેં પેટ ભરીને ખાધું પણ મારા દિલમાંથી પેલા કોરા કાગળની ચિંતા દુર થઇ ન હતી. જમીને ઉઠતાજ મેં ગજવામાં હાથ નાંખ્યો તો પેલો કોરો કાગળ જેમનો તેમજ હતો એટલે મને શાંતિ થઇ.

મારે માટે સુવાની સગવડ પણ ઓફીસના એક વિભાગમાંજ રાખવામાં આવી હતી. ત્યાં એક જમાદારને અને ત્રણ પેહેરેગીરો પોતાની નોકરીને અંગે સુઇ રહેતાં અને તેમનામાં પણ અમુક નિયમે વારા બાંધેલા હતા. પણ મારા સદ્ભાગ્યે આજનો વારો

મારા પેલા મિત્ર જમાદારનો ન હતો; નહિ તો તે મને પ બ્યા વિના રહેત નહિ તેમજ મને પણ તેના તરફથી ભય રાખ્યા સિવાય ચાલત નહિ, તથા નિરાંતે નિદ્રા પણ લઇ શકાત નહિ. જમીને તુરત સૂઇ જવાની મરજી નહિ હોવાથી તથા પેલા કાગળનું રટણ દિલમાં થયા કરતું હોવાથી હું પાસે પડેલી એક આરામ ખુરશીપર પડ્યો અને એક ચિરૂટ સળગાવી ધુમાડાના ગોટેગોટ કાઢવા લાગ્યો.

પાસે પડેલું એક લેમ્પ મેં આરામ ખુરશીના હાથ મૂકવાના કઠેરાપર મૂક્યું અને તેના પ્રકાશ વડે પેલા કાગળની ઝીણવટથી તપાસ કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો. પા એક કલાક સુધી ઘણી ઝીણી નજરથી મેં તે કાગળને દીવા પાસે ધરીને ટીકી ટીકીને જોયો મ્હોમાં સળગતી ચીરૂટ પણ બે હોઠ વચ્ચે સ્થિર બની ગઇ. પહેલાં તો મને કાંઇ અક્ષરો જણાયા નહિ પણ જેમજેમ વધારે વખત જવા લાગ્યો, તેમ તેમ મારા દિલમાં ધીમેધીમે આશા ઉત્પન્ન થવા લાગી. થોડી વાર વધારે હું તે કાગળ ભણી એકીટસે જોઇ રહ્યો તો કાગળના મધ્ય ભાગમાં “ મોટી બ્હેન ” એવા અક્ષરો સહેલાઇથી વાંચી શકાય તેમ જણાયું. તે અક્ષરો ઝાંખા પીળા રંગના હતા. ‘ મો ’ અને ‘ ન ’ એ બે અક્ષરો જરા આછા આછા દેખાતા હતા પણ વચ્ચેના ‘ ટી ’ અને ‘ બ્હે ’ એ બે અક્ષરો તો સ્પષ્ટ જોવામાં આવતા હતા, મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પહેલાં જે કાગળ ઉપર કાંઇપણ અક્ષરો જોવામાં આવતા નહતા,

તેજ કાગળ પર આજે આંખથી થોડે દુર તે કાગળને રાખીને પણ હું "મોટી બ્હેન" એ અક્ષરો વાંચી શકતો હતો! કેટલી અજબ વાત!

મને મોટો વિચાર પડયો કે આ કાગળપરના અક્ષરો શા કારણથી આ પ્રમાણે ઉપસી આવ્યા? કાગળમાં બીજાપણ અક્ષરો હોવા જોઈએ એવું અનુમાન તો ઘણી સહેલાઇથી કરી શકાતું હતું. મેં ઘણો વિચાર કર્યો પણ કાંઇ સુજે નહિ. મ્હોંમાંની ચીરૂટ પણ હોલવાઇ ગઇ.

કાગળમાં થોડા અક્ષરો જોવામાં આવ્યાથી મારી ખંત સત્તેજ થઈ હતી હું નિરાશ થયો નહિ અને મને આશા ઉત્પન્ન થઇ કે આ કાગળજ મને ફત્તેહ આપશે. હોલવાઇ ગયેલી ચીરૂટ મેં ફરીથી સળગાવી અને વળેલો મોગરો ખેરવી નાખ્યો અને ફરીથી કાગળને દીવા પાસે ધરીને ધ્યાન ધર્યું દસેક મિનિટ ગઇ હશે, એટલામાં "મોઠી બ્હેન" અક્ષરોની ઉપર 'થી પડશેજ' એટલા અક્ષરો વંચાયા. આ કુતૂહલ મને મોટું આશ્ચર્ય ઉત્પન્ન કરનાર થઇ પડયું. સાદી રીતે નહિ વંચાતા અક્ષરો અત્યારે કેવી રીતે વાંચી શકાય છે, તેનો મોટો વિચાર મારા મગજમાં ધુંધવાઇ રહ્યો. પણ આવી રીતે પા પા કલાકે પાંચ અક્ષરો વંચાય તેથી પાર આવી શકે નહિ. આ અક્ષરો વાંચવાનું કાંઇ પણ ખાસ કારણ હોવું જોઇએ એમ મને લાગ્યું.

રાત્રીના નવેક વાગ્યા હશે, એટલામાં મારો પેલો જમાદાર મિત્ર મારી પાસે આવ્યો અને મારા બિછાનાપર બેઠો. મારા

હાથમાં પેલો કાગળ હતો, તેથી તે બોલ્યો...યદુનાથ એક ત- રેહની ગુપ્ત પેન્સીલ આવે છે તેનાથી અદ્રશ્ય અક્ષરો લખી શકાય છે; તે વડે કદાચ તે કાગળમાં અક્ષરો લખેલ હોય તો તમે કાગળ પાણીમાં બોળી જુઓ એટલે જે હશે તે જણાશે."

## પ્રકરણ ૧૧ મું.

---

### ખુનનું ભેદી કારણ.

મારા હૃદયમાં એવીજ આશા ચગી રહી હતી કે જો આ પત્રનું સઘળું લખાણ વાંચી શકાય તો ખુનનું ભેદી કારણ ઘણી સહેલાઇથી સમજી શકાય. મેં રાખેલી ખંત અને ધીરજનું પરિણામ મને મળી ચુક્યું હતું અને એ બાબતની તો મારી ખાત્રી થઈ ચુકી હતી કે તેમાં કાંઇક ગુપ્ત લખાણ તો લખાએલું છે. વિશેષ ખંતથી તે આખો કાગળ વાંચી શકવાને હું ભાગ્યશાળી થઇશ એવી આશા મારા હૃદયમાં ઉભી થવા પામી હતી. પરંતુ કોઇપણ રીતે આટલા અક્ષરો વાંચી શકાયા તેનું કારણ સુઝે નહિ.

પા એક કલાક સુધી હું બેસી રહ્યો હવે મારા હૃદયનો પડદો ફુટયો અને તેમાંથી આશાજનક ગેબી અવાજ સંભળાવા લાગ્યો. કાગળને દીવાની નજીક રાખવાથી વાંચી શકાયો અને દિવસે-ખુલ્લા પ્રકાશમાં ઘણી મહેનત કરતાં છતાં વાંચી શકાયો નહિ, તે ઉપરથી મેં સહજ અનુમાન કર્યું કે દીવાની ગરમીથીજ ગરમ થએલા તે અક્ષરો મારા વાંચવામાં આવ્યા હોવા જોઇએ

રાત્રિએ પડતા દીવાના પ્રકાશ કરતાં સૂર્યનો પ્રકાશ ઘણો વધારે હોય છે છતાં રાત્રીએજ હું તે અક્ષરો વાંચી શકયો અને દિવસે નહિ, તે ઉપરથી મારી ખાત્રી થઇ કે દીવાની ગરમીથીજ તે અક્ષરોના સ્વરૂપને દર્શાવવાનું ખાસ કારણ હોવું જોઇએ. વળી મારા મ્હોંમાંની સળગતી સીગારેટ તે ગરમીમાં થોડો વધારો કરનાર હોવી જોઇએ એવું મેં અનુમાન કર્યું.

એટલામાં મારી દ્રષ્ટિ ઓફીસના બારણા ભણી પડી. ત્યાં એક પહેરેગીર પોતાનો હુક્કો તાજો કરવાને અંગારાને પવન નાંખતો હતો; મેં તેને હુકમ કર્યો કે, " તારા અંગારા તૈયાર થાય એટલે સગડી મારી પાસે લાવજે મારે જરા કામ છે. "

પાંચેક મિનિટ ચાલી ગઇ અને પેલો પહેરેગીર ધગધગતા અંગારાવાળી સગડી મારી પાસે લાવ્યો. મેં પેલા કોરા કાગળને સગડી ઉપર ધર્યો અને દીવાના પ્રકાશમાં તેમાંના અક્ષરો ઉપર દ્રષ્ટિ રાખી રહ્યો. મારા સંપૂર્ણ આશ્ચર્યની વચ્ચે જેમ ધાણી ફુટે તેમ અક્ષરો તે કોરા કાગળ ઉપર ફુટી નીકળવા લાગ્યા. અને માત્ર ત્રણ ચાર મીનીટમાં તો તે આખો કાગળ કોઇ પ્રકારની આછી શાહીથીજ જાણે લખવામાં આવ્યો હોય તેમ દેખાવા લાગ્યો. મારા હર્ષનો શું પાર ?

અક્ષરો ફુટી નીકળ્યા એટલે મેં તે પત્ર વાંચ્યો. તેમાં નીચે પ્રમાણે લખાણ હતું: -

મનોહરણી પ્રિયા ચંન્દ્રિકા !

આજે લાંબા વખત થયાં તારા મુખચંદ્રે મારા હૃદયને વ્યથિત કર્યું છે—ચંચલ કર્યું છે. તને જોઇને હું ઉંડા નિશ્વાસો નાખું છું અને તારા સિવાય એકાંતમાં તરફડ્યાં કરૂં છું કદાચ તને મારી આ સ્થિતીની ખબર નહિ હોય. પરન્તુ મારા હૃદયની સ્થિતી માત્ર મારો આત્માજ જાણે છે.

તારી સાથે ખુલ્લી રીતે વાતચીત કરતાં હું ભય પામું છું. ખુલ્લો પત્ર લખતાં પણ ભય પામુ છું. આ કારણથી આ પત્ર હું ગુપ્ત શાહીથી લખું છું અને તારી ચપળતા મને ખાત્રી આપે છે કે આ ગુપ્ત લખાણ તું પારખી કાઢયા સિવાય રહેશે નહિ.

લાંબી લાંબી વાતો મને આવડતી નથી. તુ ચંચળ છે, ભણેલી છે એટલે મારા હૃદયની સ્થિતીને જાણતીજ હોવી જોઇએ. ચંદ્રિકા ઘણા દિવસ થયાં અંતરમાજ બળ્યાં કરીને છેવટે આજે હું તને ખુલ્લું જણાવું છું કે હું તારો પ્રેમ માગું છું. મારી આ માગણી તારે કબુલ કરવી પડશેજ. વળી આ બાબતમાં તારી એક હિતેચ્છની :મારીમોટી બ્હેનની પણ સંમતિ છે. મારી સાથે તારૂં જીવન મોટા સુખમાં પસાર થશે હું તને અંતરથી ચાહું છું એટલે આપણો દમ્પતી તરીકે નો પ્રેમ કેટલો દૃઢ થશે તેનો વિચાર તું સહેલાઇથી કરી સકીશ.

તારો હાથ, ગમે તેવી રીતે ગમે તેટલા ખર્ચે અને તારી ગમે તેવી અસાધારણ માંગણીઓને કબુલ રાખીને પણ, મેળવવાનો મેં નિશ્ચય કર્યો છે. તારા મુખચંદ્રના દર્શનનો વિરહ હું સહન

કરી શકું તેમ નથી, અને તેથી તારે આ માગણીને તુચ્છકારી નહિ કાઢતાં એક પ્રેમી પત્રમાં આ ગુપ્ત પત્રનો ઉત્તર આપી મારા પ્રદગ્ધ થતા હિતને પ્રતુષ્ટ કરવું જોઇએ. શું તું મારી એ વિનતિ હજી નહિ સ્વીકારે?

લી. તારો જ.

મથુરાદાસ.

"હા! હા! હવે હું સઘળો ભેદ પામી ગયો." એ શબ્દોની સાથેજ મારા હૃદયમાં આનંદ વ્યાપ્ત થયો. 'મથુરાદાસ' નામના કોઇ શખ્સે ચંદ્રિકાને પરણવાની ઇચ્છા કરી હોવી જોઇએ અને આ ગુપ્ત લખાણ વાંચવાને સરળ હૃદયની–ભોળી ચંદ્રિકા નિષ્ફળ નીવડવાથી સપડાઇ ગઇ હોવી જોઇએ. એવું મેં અનુમાન કર્યું. જો મથુરાદાસનો આ ગુપ્ત પત્ર ચંદ્રિકા વાંચી શકી હોત તો તે ચેતતી રહેત, તેમજ ચંદ્રશેખરને લખેલા છેલ્લા પત્રમાં પણ તે માટે કાંઇક ઇસારો કર્યો હોત. વળી દ્વારિકાપ્રસાદને પણ પોતા ઉપર આવેલા આ પત્રનું વૃત્તાંત તે કહ્યા સિવાય રહેત નહિ. મથુરાપ્રસાદે માન્યું હોવું જોઇએ કે ચંચળ ચંદ્રિકા આ લખાણની કરામત જાણ્યા સિવાય રહેશે નહિ; પણ ભોળી ચંદ્રિકા તે જાણી શકી નહિ અને તે ઉપરથી મેં માન્યું કે ચંદ્રિકાનું ખુન કરવાનું મથુરાપ્રસાદને કાંઇ પણ કારણ ન હતું. પણ તેણે તેને કેદજ કરેલી હોવી જોઇએ.

'મથુરાપ્રસાદ' નામના શખ્સની તપાસ પ્રભાત થતાં જ કરવી, એવો નિશ્ચય કરીને હું સૂતો. રાત્રિના બાર વાગી ગયા હતા. તુરતજ મારા હૃદયમાં એક ચિન્તા જન્મી. પેલા

મારા જમાદાર મિત્રની વર્ત્તણુક મને શંકા ભરેલી લાગી હતી અને મારા હાથમાં આ કોરો કાગળ આવેલો છે, તે વાત તેના જાણવામાં આવ્યાથી કદાચ કાંઇ ગોટાળો કરી વાળે. આ શંકા કાંઇ જેવી તેવી નહતી. આ કારણથી નિદ્રાને દૂર હાંકી કાઢીને રાત્રે તપાસ ચલાવવાનું મેં વાજબી માન્યું.

હું ઉઠયો. પહેરેગીરને મેં મુખ્ય જમાદારને ત્યાં મોકલ્યો અને કહ્યું કે જમાદારને તેડીનેજ તું અહીં આવજે. જો જરૂર પડે તો આ મુખ્ય જમાદારને તેડીનેજ તું અહીં આવજે. જો જરૂર પડેતો આ મુખ્ય જમાદારની મદદ લેવાની સૂચના મને મેજીસ્ટ્રેટે કરી હતી તેથી મેં તેનેજ બોલાવવાનું વાજબી માન્યું. પાએક કલાકમાં જમાદાર મારી સામે આવીને હાજર થયો.

મેં કહ્યું: "જમાદાર સાહેબ ! અત્યારે આપની મદદની મને ખાસ જરૂર પડી છે."

જમાદારે ઉત્તર આપ્યો: "ઘણીજ ખુશીથી હું મદદ આપવા તૈયર છું. બોલો શું ફરમાન છે ?"

મેં કહ્યું. "આપ મથુરાદાસ નામના કોઇ સખ્સને ઓળખો છો ?"

"હા, તે તો બાબુ દ્વારિકાદાસનો સાળો છે દ્વારકાદાસની નવી પત્નીનો ભાઇ."

"તેની વર્ત્તણુંક વિષે તમે કાંઇ જાણો છો ?"

"ના, હું કાંઇ જાણતો નથી."

" તેની ઉંમર શું છે."

" અનુમાને ૨૭-૨૮ વર્ષ. "

" તેની બ્હેન, દ્વારકાદાસની પત્નીનું નામ શું ?"

" માયાદેવી, "

" માયાદેવીની વર્ત્તણુક કેવી છે ? "

" તે વિષે હું કાંઇ ચોક્કસ જાણતો નથી પરંતુ તેણી વ્યભિચારી હોવાનો મને શક છે. "

" બસ ત્યારે મેં મારો મુદ્દો પકડી પાડયો છે. ચંદ્રિકા હજી જીવતી છે, પણ જો રહવાર પડશે તો મરી જશે "

" ત્યારે આપણે તેને અત્યારેજ મેળવી જોઇએ. " જમાદારે ગભરાટથી કહ્યું.

" હા. તેમજ થવું જોઇએ, આમ મારી સાથે ચાલો, અને સાથે બે સિપાઇઓને લઇ લ્યો. આપણે સૌએ અંધારામાં ન દેખાય તેવો કાળો પોશાક પહેરવો જોઇએ અને સાથે ચોરી કરવાને લગતાં કેટલાંક ઓજારો પણ આપણે લેવાં જોઇએ. "

મારૂં બોલવુ સાંભળી જમાદાર અજાયબ બન્યો. તે બોલ્યો: " શું ચોરી કરવાનાં ઓજાર ? "

" હા, ચોરી કરવાનાં ઓજાર આપણે કાંઇ ચોરી કરવી નથી પણ ચોરીની રીતથી કેટલીએક વાત જાણવી છે. "

તુરતજ અમે થોડા લાલ અને કાળા રંગનાં કપડાં પહેરી લીધાં, અને જમાદારે બે સિપાઇઓને બોલાવીને તેમને

ચોરી કરવાનાં થોડાં હથિયાર સોંપ્યાં. રાત્રિના સાડાબારનો એક ડંકો ઘંટાઘરમાં વાગ્યો અને અમે દ્વારિકાદાસના ઘરનો માર્ગ લીધો. જમાદારના હાથમાં એક કાળા રંગની ખાપવાળું ફાનસ પણ હતું.

## પ્રકરણ ૧૨ મું

### મારૂં ખુન કરવાનો નિશ્ચય.

અમે બાબુ દ્વારીકાદાસના મકાન પાસે પહોંચ્યા એટલે એક વાગ્યો, બાબુ દ્વારીકાદાસના મકાનની પછીત એક ઘણી અગેચર જેવી સાંકડી ગલીમાં પડતી હતી તે ગલી એટલી બધી સાંકડી અને અંધારાવાળી હતી કે તે જાહેર રસ્તા તરીકે બીલકુલ વપરાતી નહિ; પરંતુ કોઇ કોઇવાર હલકા લોકોને માટે જાજરૂ રૂપ થઇ પડતી અથવા તો વ્યભિચારી સ્ત્રી પુરૂષોના સંકેતસ્થાન રૂપ થઇ પડતી. અમે તે અંધારા વાળી ગલીમાં પ્રવેશ કર્યો, કારણ કે આવા ભેદક બનાવોને માટે તેવા સ્થળોજ હમેશાં ઉપયોગી થઇ પડે છે. કાળા ફાનસની ખાપ બદલાવીને સફેદ કાચ રાખ્યો એટલે તે અંધારી ગલીમાં થોડો પ્રકાશ ફેલાયો. તે એક ગંદી અને ભુતાવળની જગ્યા જેવી દેખાતી સાંકડી ગલી હતી.

અમે પછીતની દિવાલ ઉપર નજર કરી, તો બે નાનાં જાળીયાં ઉપરથી અમને જણાયું કે માંહે દીવા બળે છે. મેં એક બિલાડી (લોઢાના આંકડાવાળું એક ઓજાર) છાપરાપર ફેંકી એટલે તે ત્યાંજ ભરાઇ રહી અને તેને બાંધેલા દોરડાની મદદ વડે

હું ઉંચે ચઢવા લાગ્યો—એવી રીતે કે જરા પણ અવાજ થાય થાય નહિ. ચઢતાં ચઢતાં જાળીયું આવ્યું એટલે હું થોભ્યો. જાળીયામાંથી નજર કરી તો જણાયું કે એક યુવતી ને એક યુવક કાંઇક ધીમી ધીમી વાત ચીત કરી રહ્યાં છે. મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ આટલી મોડી રાત્રે ગંભીર મુખ મુદ્રા સહિત વાતચીત કરતાં તે ઉભયને જોઇને મારા હૃદયમાં કુતુહલ ઉત્પન્ન થયું. હું કાન દઇને તે બંન્નેની વાત સાંભળવા લાગ્યો.

" ત્યારે પછી તેં શું વિચાર કર્યો.?" પેલી સ્ત્રીએ પૂછ્યું

" તેં આપેલા પાંચસો રૂપીઆ વડે ઠાકુને સમજાવ્યો છે, પણ હજી દેવો ક્યાં સમજે છે? તે તો કહે છે કે મને રૂપિયા એક હજાર જોઇએ। પેલા યુવકે કહ્યું,

" તે, એમાં શું મોટી વાત છે પણ ભાઇ! વખત એવો આવ્યો છે કે આ વાત જરા પણ બહાર પડવી જોઇએ નહિ. અને જો વાત બહાર પડી તો સઘળી મહેનત પાણીમાં ગઇ સમજવી. પણ ચંદ્રિકા હવે શું જવાબ આપે છે?

" તે તો કોઇ રીતે માનતી નથી અને રોયાજ કરે છે. તેને છુટી કરીએ તો પણ પંચાત અને તેથીજ તેનો ઘાટ ઘડી નાંખવાને ઠાકુ અને દેવાને સમજાવવા માંડ્યા છે ને!"

" તો ભાઇ! જ્યારે તું ચંદ્રિકાને કોઇ રીતે રાજી કરી શકતો નથી તો તેને એમ કેદ રાખવાથી લાભ પણ શું છે? કોઇ પણ ખર્ચે તેનું ગુપચુપ કાટલું કાઢી નાંખવું તેજ ઉચિત છે."

" હા, અને માયા! તેથી તો તને હું આજે ગુપ્ત રીતે મળ્યો છું. આજે જો તારી પણ સલાહ પડી છે તો કાલે હું

તેને કોઇ ઠેકાણે લઇ જઇને ઠેકાણે કરી વાળીશું. હોહા બહુ થઇ છે. કલકત્તાથી પણ એક ખાસ ગુપ્તચર આવ્યો છે અને સાંભળ્યું છે કે બહુ ચાલાક છે. એટલે જો તે જીવતી રહે તો નક્કી મારી ફજેતી થાય. પણ માયા ! પેલા કમબખ્ત દેવાને સમજાવવાને રૂપિયા હજાર જોઇએ. તેનું કેમ કરવું છે. ? "

" તેની ચિંતા કર નહિ " એમ કહીને માયાએ એક મોટી પેટી ઉઘાડી અને તેમાંથી ઝવેરાતની એક નાની પેટી કાઢી તેમાંથી એક જડાઉ ચંપાકળી કાઢીને પેલા યુવકને આપતાં કહ્યું લે આ જડાઉ ચંપાકળી તે ચાર પાંચ હજારની કીમતની છે. તે ચંદ્રિકાનીજ છે અને તેની પોતાની ચંપાકળી તેનુંજ કાટલું કાઢવામાં કામ લાગે તો ઠીક જ છે. તે વેચીને દારુ અને દેવાના મ્હો બંધ કર અને હઠીલી ચંદ્રિકાનું નામ ઉડાવી દે "

એમ કહેતાંજ પેલી સ્ત્રી કે જેનું નામ માયા હતું તે ઓરડામાંથી ચાલી ગઇ અને પેલો યુવક કે જે માયાનો ભાઇ મથુરાપ્રસાદ હતો. તે તેની પછવાડે ચાલ્યો ગયો. હુ એકદમ નીચે ઉતરી ગયો અને જમાદારને કહ્યું " આ ઘરમાંથી હમણાં એક યુવક બહાર નીકળશે માટે તમે બારણા આગળ ઉભા રહો અને તે જ્યાં જાય તેની પાછળ પાછળ જાઓ સવારે મને ઓફીસે મળજો. "

મારા હુકમને તાબે થઇને જમાદાર ત્યાંથી તુરત એક માણસને ..જે ....ને નીકળી ગયો. હું અને એક માણસ માત્ર ગંદીગલીમાં

રણા. જે બીજા જાળીયામાંથી પ્રકાશનું દર્શન થતું હતું તેમાંથી શું જોવાય છે. તે જોવાની મારી ઇચ્છા હતી. પૂર્વવત્ હું દોરડાંની ગદદ વડે ઉંચે ચડયો અને દોરડા પર ટીંગાઇ રહીને માંહે નજર કરવા લાગ્યો તે ઓરડામાં એક પુરૂષ સફેદ કપડામાં સજ્જ થઇને એક પલંગપર બેઠો હતો. તેણે માથે એક સફેદ ફટકો બાંધેલો હતો. સફેદ સુરવાળ અને રેશમી ઝભ્ભો પહેરેલો હતો. જેમાં કેટલેક સ્થળે સફેદ ઝીકના ભરેલા બુટાઓ ચકચકતા હતા. તેનું શરીર અત્તરની સુગંધથી મઘમઘી રહ્યું હતુ અને બારીએ ટીંગાઇ રહેલો હું પણ તે મધુર સુગંધથી આનંદ પામવા લાગ્યો.

થોડીવાર થઇ એટલે પેલી માયા નામની સ્ત્રી તે ઓરડામાં દાખલ થઇ દાખલ થતાંજ બોલી ઉઠી, ઓહો ! જમાદાર તમે ક્યારના આવી ગયા છો ?"

": મને આવ્યાને તો ઘણો વખત થયો, પણ સાથે એક શોકના સમાચાર પણ લાવ્યો છું. પેલા સફેદ કપડાંવાળાએ કહ્યું.

', એવું શું છે, મારા પ્રિય ?" પેલી સ્ત્રી બોલી. હવે મને સમજાયું કે મારા જાણવા મુજબ માયાદેવી વ્યભીચારણી છે એ વાત ખરી હોવી જોઇએ. અનેઆ સફેદ કપડાંવાળો તે તેનો જાર છે.તે બોલ્યો;" માયા !આપણી કરામતનું સત્યાનાશ વળી ગયું છે. મારા ભાઇ મથુરાપ્રસાદે ચંદ્રિકા ઉપર ગુપ્ત શાહીથી લખેલો કાગળ પેલા કલકતાથી આવેલા ગુપ્તચરના હાથમાં આવી ગયો છે.

"હેં ! તે કેવી રીતે ?"

"તમારા ઘરની તપાસ કરવાને તે આવ્યો હતો અને

તેને તે હાથ લાગ્યો છે. તેમાંના અક્ષર હજી તે વાંચી શક્યો નથી એટલું સારૂં છે પણ જો વાંચી ગયો તો આપણો સઘળો ભંડો ફુટી ગયા સિવાય રહેશે નહિ!

"હાય હાય! એ તો સત્યાનાશ વળી ગયું તે કાગળ તે ગુપ્તચર વાંચે ત્યાર પહેલાં તેની પાસેથી ઉડાવી લેવો જોઈએ. તમે શું તેમ ન કરી શકયા?"

"અરે મેં. તો ઘણાએ પ્રપંચ કર્યા પણ સઘળા નિષ્ફળ ગયા તે મારો મિત્ર છે એટલે પ્રથમ તો મેં તેને ચંદ્રશેખરપર શંકા લાવવાને ખુબ ભમાવ્યો, પણ તે યુકિત નિષ્ફળ ગઇ હોય તેમ મને લાગે છે. કોરો કાગળ ફાડી નાંખવાનો પણ મેં પ્રયત્ન કર્યો, તે પણ નિષ્ફળ ગયો. તેને ઉધું સમજાવીને કાગળ પાણીમાં બોળાવી અક્ષરો ધોવાઇ જાય તેવો પણ પ્રયત્ન કર્યો તે પણ નિષ્ફળ ગયો.

"ત્યારે શું કરીશું? મને જો ખબર હોતતો તે રોયા ગુપ્તચરને ઓરડાની તપાસ લેવાજ ન દેત."

"એ તો ઠીક પણ છોકરા બાબતનું આપણું પાપ જો પકડાયું તો મોટો જુલ્મ થઇ ગયો સમજજો. ચપળતો બહુ જણાય છે. અને કદાચ પકડી પણ પાડે.

"હાય હાય, તો પછી આપણું સત્યાનાશ વળી જાય! પણ શું તે બાબત કાંઇ વાત તેના જાણવામાં આવી છે, એમ તમારા સાંભળવામાં આવ્યું છે?"

"ના, તેણે કાંઇ પણ જાણ્યું હોય તેમ સાંભળ્યું નથી, પણ તેની ચતુરાઇનો મને બહુ ભય છે."

"ત્યારે એમજ કરોને ! એ રોયા ગુપ્તચરનુંજ વંટલું આજની રાતમાં કાઢી નાંખો તો ? આટલું કર્યું, તે સાથે થોડું વધારે.

આ ઉપરથી પેલો પુરૂષ કાંઇક વિચારમાં પડ્યો હોય તેમ જણાયું. થોડીવાર સુધી તે કાંઇ પણ બોલ્યો નહિ અને માયા તેના મુખાર્વિંદ સામે તાકી રહેલી જણાઇ.

થોડીવારે પેલો બોલ્યો; "વાત તો બહુ મજાની છે ! જો તેનું કાટલુ કાઢી નંખાય તો સઘળી બાજી આપણા હાથમાં આવી જાય તેમ છે. પેલો પત્ર પણ હસ્તગત કરી લેવાય એટલે કોઇ પણ તરેહને ભય રહે નહિ અને વળી તેનુ ખુન પણ આજને આજ જ કરી નાંખવુ જોઇએ. કે આ વાત અધવચમાંજ તુટી જાય,"

" ત્યારે જાઓ, તેમજ કરી નાંખોને વ્હાલા ! વહાલા આપણા આનંદમાં કયાં એ કાળમુખો ભંગ પાડવા આવ્યો ?"

"પણ તે તો ઓફીસમાં સુતો છે અને ઓફીસમાં તેનું ખુન કરવું તે કાંઇ રમત વાત નથી. "

" ઓફીસના પેહેરગીરોને ફોડો. પાંચ—સાત હજારનો ખર્ચ થાય તો શું પરવાહ છે ? "

"ત્યારે પાંચ હજાર રૂપિયા મને આપ હુ હમણાંજ ત્યાં જઉં છું અને માણસને ફોડી તેને ઠેકાણે કરૂ છું "

આ ઉપરથી તે સ્રીએ એક પેટી ઉઘાડીને તેમાંથી નોટોનો એક થોડો કાઢીને પેલાને આપ્યો. તે લેતાં જ તે બોલ્યો કે, ત્યારે હવે હુ જાઉ છું "

સ્રી બોલી, ', જવાય છે હવે હજી એકજ વાગ્યો છે. થોડી વાર આનંદ કરી જાઓ. " એમ બોલતાં જ તે સ્રી

તેને વળગી પડી અને જે દુષ્કર્મ તેઓએ કર્યું તે લખવાની શું જરૂર છે ?

હું તરતજ નીચે ઉતર્યો અને સમજ્યો કે તે જાર પુરૂષ પેલો મારો કપટી મિત્ર જમાદાર હતો ! હું મારા માણુસને સાથે લઇને રસ્તાપર તે ક્યારે નીકળીને ઓફીસ તરફ જાય છે તેની રાહ જોતો ઉભો.

## પ્રકરણ ૧૩ મું.

---

### ગુન્હેગારોને પકડયા.

અહા ! મિત્રો પણ કેવા કપટી હોય છે ! મારો મિત્ર જમાદાર કે જે મારે મ્હોંએ મીઠું મીઠું મનાવતો હતો. અને મને મારા કામમાં મદદ આપવાને ઇચ્છતો હતો, તે પોતે અત્યારે મારૂંજ ખુન કરવાને તૈયાર થઇ ગયો હતો ! દુનિયા કેવી દાંભિક છે ! સ્વાર્થ સાધવાને એક માણસ હરકોઇ પ્રકારનું નીચમાં નીચ કર્મ કરવાને પણ પાછળ હઠતો નથી ! ખરૂં છેઃ—

દુર્જનઃપરિહર્ત્તવ્યો નતુ વિશ્વાસ કારણમ્

મણિના ભૂષિતઃ સર્પ કિમસૌ ન ભયંકરઃ

વિષ કુમ્ભ પયો મુખમ્ મનુષ્યો કદાપિ વિશ્વાસ કરવા જેવા હોતા નથી. તેઓ મ્હોંએ મીઠું મીઠું બોલનારા હોય છે પરન્તુ અંતરમાં ઝેર ધારણ કરનારાજ હોય છે. તેથી મીઠા મ્હોંવાળા દુર્જનોને સારા માનવા જોઇએ નહિ. શું મસ્તિકપર મણિથી સુશોભિત લાગતો સર્પ કાંઇ ભયંકર હોતો નથી ? તેમજ મારા

જમાદાર મિત્રની વર્ત્તણુંક ઉપરથી મને દુનિયાની દુર્જનતાનું ભાન થયું.

રસ્તાની એક બાજુએ અંધારમાં હું મારી સાથેના માણસ સાથે ગુપ્ત રીતે ઉભો હતો, એટલામાં પેલો કુટીલ જમાદાર એક ગુપ્ત બારણામાંથી નિકળ્યો અને પાછળ "જો, જો, સાવચેત રહેજો" એવા શબ્દોની સાથે બારણું ધીમેથી બંધ થયું

તે રસ્તાપર ચાલ્યો અને હું પણ ધીમે ધીમે તેની પછવાડે ગુપ્ત રીતે ચાલવા લાગ્યો. હું પરમેશ્વરનો ઉપકાર માનવા લાગ્યો કે તેની કૃપાથી મેં રાત્રેને રાત્રે તપાસ કરવાનું કામ શરૂ કર્યું. કે જેથી મને ઓફીસમાં સુધ્ધ રહેવાની જરૂર પડી નહિ નહિ તો આજે જરૂર મારો કાળ આવી રહ્યો હતો. ઓફીસ અને દ્વારિકાદાસના ઘર વચ્ચે માત્ર પા કલાકનો રસ્તો હતો. થોડીવારે ઑફીસ આવી જમાદાર દૂરથી મોટેથી બોલ્યો, " પહિરાપર કૌન હય ?"

" સાહેબ, મેં જમાલ " હવામાં અફળાતો ઉત્તર મળ્યો. એટલામાં જમાદાર જમાલની પાસે પહોંચ્યો અને હું થોડે દૂરના એક લીંબડાના ઝાડ તળે અંધારામાં ઉભો. જમાલ પહેરાપર હતો અને તેનો બીજો સાથી પાસે એક ખાટલીપર સૂતો સૂતો ઉંઘમાં ઘોરતો હતો.

જમાદાર જમાલની નજીક પહોંચતાંજ જમાલ વિવેકથી સલામ કરી બોલ્યો; આઇયે જનાબ ! શું ફરમાન છે ? "

જમાદારે કહ્યું; " જમાલ ! આજે તારૂં એક ઘણું ગુપ્ત અને જરૂરનું કામ પડયું છે. "

" શુ છે જનાબ ?

" તું ગુપ્ત રીતે પેલા ઓરડામાં તપાસ કરી આવ કે પેલો કલકત્તાનો ગુપ્તચર જાગે છે કે ઉંઘે છે ?'

" પણ તે તો અહીં છેજ નહિ. એકાદ કલાક થયાં બેત્રણ માણુસોને લઇને ક્યાંક બહાર ગયા છે !" જમાદારને નિરાશાપૂર્ણ પ્રત્યુત્તર મળ્યો, અને તે સાથેજ તે બોલી ઉઠયો; " સત્યાનાશ વળી ગયું ! સાજો પૂરેપૂરો માથાનો છે ! છટકી ગયો ! "

" કેમ સાહેબ ? શું કંઈ કામ છે ?' જમાલે ધીમેથી પુછ્યુ

" ના, ના, કાંઇ નહિ મારે તેની સાથે માત્ર કેટલીક ગુપ્ત વાત કરવી હતી." જમાદારે પડી ગએલે ચહેરે પ્રત્યુત્તર આપ્યો અને તરતજ તે ત્યાંથી પાછો વળ્યો.

તે ગયો એટલે હું ઓફીસ તરફ ગયો જમાલને હું કાંઇક પૂછવાનું કરતો હતો, એટલામાં તો પેલો જમાદાર કે જેને મેં મથુરાપ્રસાદની પછવાડે મોકલ્યો હતો. તે આવી પહોંચ્યો હું તેને જોતાંજ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો " કેમ ? મેં સવારે મળવાનું કહ્યું હતું અને અત્યારે શા માટે ?

તે ઉતાવળે બોલ્યો; 'સવાર પડતાં સુધીમાંજ અનર્થ થઇ જવાની બીતી હોવાથી હું અત્યારેને અત્યારેજ તમારી પાસે આવ્યો છું. તે મકાન મેં જોઇ રાખ્યું છે માટે અત્યારેને અત્યારે જ ચાલો. તેને આપણે તાકીદે કબજે કરવો જોઇએ. "

મેં કહ્યું; " પણ તે પહેલાં બીજા એક માણુસને કબજે કરવાની જરૂર તેથી પણ વધારે તાકીદની છે. "

" કોને ? " જમાદારે આશ્ચર્યથી પૂછ્યું.

" તમે મારી સાથે ચાલો." મેં તે જમાદારને તથા તેની સાથેના માણસને મારી સાથે લીધા. મારી સાથેનો એક માણસ પણ સાથેજ આવ્યો. પાંચેક મિનિટ ઉતાવળે પગલે ચાલીને અમે એક જાહેર અને વિશાળ રસ્તા ઉપર આવ્યા. અંધારામાં પણ મારા કપટી જમાદાર મિત્રનો સફેદ જરીયાનવાળો ઝભ્ભો ઝળકી રહ્યો હતો. તેનાથી થોડાં પગલાં દૂર રહ્યો એટલે હું એકદમ દોડ્યો અને તેને પાછળથી મજબુત રીતે પકડી પાડયો. પાછળ મારાં માણસો પણ દોડયાં અને થોડીવારમાં તો તેને ચતુર્ભુજ બનાવી દીધો. તેણે છુટવાને અને મને મારવાને ઘણોએ પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો, કારણકે તે એકલો અને અમે ચાર જણ હતા. મેં કહ્યું " મારા જમાદાર મિત્ર ! તારૂં કાપટ્ય મારા જાણવામાં આવી ગયું છે અને તેથી તારે હવે છુટવાને નકામાં ફાંફાં મારવાં નહિ. જો હજી પણ તું તારૂં શ્રેય ઇચ્છતો હોય તો સત્વર બોલી જા કે દ્વારિકાદાસના પુત્રનું તેં શું કર્યું છે ?"

મારા આ શબ્દો સાંભળતાં તે બ્હેબાકળો બની ગયો. એકંદર બાબતની વાત મારા જાણવામાં આવી ગઇ છે. તેમ જાણીને તે બહુજ ગભરાઇ ગયા જેવો દેખાયો. તે મારે પગે પડયો અને બોલ્યો; ' યદુનાથ ! મને માફ કર અને છોડીદે. ખરેખર, નહિ તો મારૂં જરૂર મોત થશે એવું મેં દુષ્ટ કર્મ કર્યું છે. "

" તે મારા જાણવામાં આવી ગયું છે. પણ હું તને છોડી શકીશ તો નહિજ. તેં મારૂં જે ખુન કરવાનો નિશ્ચય કર્યો હતો. તે વાત કાંઈ મારા જાણવા બ્હાર નથી અને એક ગુપ્તચર તરી-

કે તને હું પકડીને છોડી દઉં તે મારી જાતને ગુન્હેગાર બનાવવા જેવું છે. મારા કપટી મિત્ર ! હવે તો તને તારા કુકર્મનો બરાબર બદલો મળશે.” એમ કહેતાંજ મેં મારાં માણુસો સાથે જઇને રાત્રે ને રાત્રે જેલમાં—કાચી જેલમાં પુરાવી દીધો પણ મને હજી ભય હતો કે છોકરાનું ખુન કર્યાની વાત તે લુચ્ચો માનશે કે નહિ!

તેને જેલમાં પુરાવીને હું પેલા જમાદારની સાથે મથુરાપ્રસાદ જે મકાનમાં ગયો હતો તે તરફ ગયો. કંઇ નાની નાની ગલીકુંચીઓમાં થઇને અને દીકીદારોની નજરો ચુકાવી ચુકાવીને ચવડી બજારની અંધારી ગલીમાં તે મને લઇ ગયો, કે જ્યાં વિશેષે કરીને ઘણાં કુકર્મો થયાં કરે છે. ગલીમાં મેં અને જમાદારે પેલું મકાન શોધી કાઢયું એક બાજુએ અમે બન્ને કાન માંડીને સાંભળવા લાગ્યા; તો મથુરાપ્રસાદ માંહે બોલતો હોય તેમ જણાયું પણ તેનું બોલવું જરા પણ સમજી શકાતું ન હતું. અમે અમારી પાસેનાં હથીયારો તપાસ્યાં અને હવે તો અંદર ઉતરવાનીજ જરૂર માની. મકાન ઘણું નાનું અને ખંડેર જેવું હતું. તેની ખડકી ઘણી નીચે હતી તેથી કોઇ પણ તરેહના ઓજારની મદદ સિવાય અમે સહેલાઇથી તેના છાપરાપર ચડી ગયા. અવાજ ન થાય તેવી રીતે ચોરની પેઠે અમે છાપરાપર થઇને મકાનના ફળીયામાં ઉતરી પડયા. ફળીયામાં બે નાની ખાટલીઓ ઉપર કોઇ બે પ્રચંડ આદમીઓ સૂતા હતા અને તેમના મ્હોંમાંની શરાબ વાસ ઉપરથી અમને જણાયું કે તેઓએ દારૂ પીધેલો હોવાથી ગાઢ નિદ્રામાં હોવા જોઇએ. જમાદારે ઉંઘમાંને ઉંઘમાં તે બન્નેના

હાથમાં બેડીઓ પહેરાવી દીધી અને ધીમેથી ખડકીની અંદરની સાંકળ ઉઘાડીને બારણું ખોલી નાંખ્યું. ખડકી ખોલવાનું કારણ માત્ર અગારી સલામતીનુંજ હતું."

પણ એટલામાં તો ઓરડામાં મથુરાપ્રસાદ બોલતો બંધ થઇ ગયો બેડી, ખડકી વગેરેમાં થએલા અવાજથી પણ મથુરાપ્રસાદ જાણી ગયો છે, એ મારી માન્યતા ખરીજ પડી. કારણકે એકાદ મીનીટમાં તો તે ઓરડાની સાંકળ ઉઘડી અને તે બહાર આવ્યો. મેં મારા ગજવામાંથી એક નાનું દીવાવાળું ફાનસ કાઢયુ, અને તેના ઓછા પ્રકાશ વડે જોયું, જમાદારે તેને ઓળખી કાઢયો અને મોટેથી બુમ પાડી કે "પકડો તેને તે પોતેજ મથુરાપ્રસાદછે

અને પછી કહેવાની શું જરૂર છે કે અમે તેને પણ મારા કપટી જમાદારની પેઠે ચતુર્ભુજ બનાવીને જેલમાં મોકલી આપ્યો. ઘંટાઘરમાં ટન ટન ટન ત્રણ વાગ્યા.

## પ્રકરણ ૧૪ મું

## ખોવાએલાંની ખોળ.

પણ મેં એક મોટી ભુલ કરી હતી, મથુરાપ્રસાદને હું ગુનેહગાર માનતો હતો અને તેથી તેને મેં સત્વર જેલમાં મોકલી દીધો, પરન્તુ તે પગલું ન્યાયી ન હતું વસ્તુતઃ તેણે ગુન્હો કર્યો જ હતો અને ચદ્રિકાનુ ખુન કરવાને માટે અથવાતો તેને કેદ કરવાને માટે તે દોષિત હતો એમ માનવાનુ મને જરા પણ કારણ ન હતું વળી એકા એક તેને જેલમાં મોકલી આપવાથી

ચંદ્રિકા ક્યાં છે તેનો પતો મને મળી શક્યો નહિ. ખરૂં પગલું તો એ હતુ કે મારે મથુરાપ્રસાદને ડરાવીને તેની પાં સેથી ખરી વીગત કઢાવવી. જો તે વિગત, કઢાવી હોતતો હું તે જીવતી ચંદ્રિકાને તુરત છોડાવી શકત અને વિરહથી ઘેલા થયેલા બાપુ ચંદ્રશેખરને સંતોષ આપી શકત. પણ પાછળથી મને મારી ભૂલ સુઝી આવી. જે મકાનમાંથી મથુરા પ્રસાદને મેં પકડયો હતો તે મકાનમાં જ હું બેસી રહ્યો હતો, એવા હેતુથી કે તેમાંથી બીજા કાંઇ મુદ્દા મળી આવે, એટલામાં પેલો જમાદાર બે માણુસ સાથે આવી પહોંચ્યો મેં તેને મથુરાપ્રસાદને જેલમાં પહોંચાડવા માટે મોકલ્યો હતો. મેં તેને પૂછ્યું; "જી, જમાદાર ! બન્ને ગુન્હેગારોને તો પકડયા પણ હજી મુદ્દામાલ પકડાયો નથી. તો કેમ કરવું ?"

તેણે કહ્યું; ": તે બાબત આપણે ભુલ કરી છે મથુરાપ્રસાદને જ તે બાબત ડર બતાવીને પૂછી લીધી હોતતો વધારે સારૂં હતું"

" એ વાતતો હું ભૂલી ગયો હતો. ત્યારે આપણે અત્યારે ને અત્યારે જ તેને મળી આવીશું ?"

"હા ચાલો " જમાદારે કહ્યું

એટલામાં પેલાં બે રાક્ષસી પુરૂષો કે જે શરાબના નિશામાં પડ્યા પડયા ઘોરતા હતા, તે જાગી ઉઠયા તેઓ આંખો ચોળતા બિછાનામાં બેઠા થયા; પણ આશ્ચર્ય સાથે તેઓ ગભરાયા કે તેમના હાથ પગ બેડીઓમાં જડાએલા હતા ! ઉઠતાં તેઓ કા·

ડૅક અર્ધ નિદ્રાવશ હતા, પણ તેમની જાતને બેડીઓમાં સપડાએલી માલૂમ પડતાંજ તેઓ સંપૂર્ણ રીતે જાગી ઉઠયા. મેં તેમની સામે ફાનસ ધરીને કહ્યું.

"કેમ બદમાસો ! બોલો તમે કોણ છો ?"

પેલા બંન્ને અમારી સામે એકી ટસે જોઇ રહ્યા અને કાંઇ પણ બોલ્યા નહિ. અમારા વેશ ઉપરથી તેઓ સમજી ગયા કે તેમનુ કાવતરૂં સીપાહીઓએ પકડી પાડયુ છે. મારી સાથેના જમાદારે કહ્યું "બોલો હરામખોરો ! જવાબ આપો છો કે નહિ ! તમારો સરદાર મથુરાપ્રસાદ પકડાઇ ચુકયો અને તમે પણ જો ચોખ્ખો જવાબ નહિ આપો તો તેના જેવી સ્થિતિને પાત્ર થશો."

જવાબ કાંઇ નહિ.

મને બહુ આશ્ચર્ય થયું મેં કહ્યું, "લુચ્ચાઓ યાદ રાખજો કે ચાબુકો વડે તમારી ખાલ ઉતારી નાંખવામાં આવશે. તમારૂં કાવતરૂ અમારા જાણવામાં આવી ગયું છે. અને ધ્યાનમાં રાખજો કે જો સીધ્ધો જવાબ નહિ આપો તો તમારે અને મોતને હવે માત્ર એજ તસુનું છેટું છે. માટે જલ્દી કહી દો કે ચંદ્રિકાને કયાં કેદ કરવામાં આવી છે ?" મેં ખુબ ભરાવને કહ્યું.

પણ એ લુચ્ચાઓમાંથી કોઇએ કાંઇએ પણ જવાબ આપ્યો નહિ જાણે કે તેમને બિલકુલ ખબરજ ન હોય !

મેં ગુસ્સો કરીને કહ્યું: "જમાદાર ! જાઓ એ બન્ને બદમાસોને જેલરને સોંપી આવો ઉઠો હરામખોરો."

તરતજ તેઓ ઉઠયા અને હું તથા જમાદાર સાથે એક

માણુસને લઇને તે બંનેને જેલમાં મૂકવા ચાલ્યા. એક માણુસને તે સ્થળની ચોકી કરવા માટે મુકતા ગયા.

અમે જેલમાં જઇને પેલા બે બદમાસોને જેલરને હસ્તગત કરી આવ્યા, અને પછી મારા કપટી જમાદાર મિત્ર તથા મથુરાપ્રસાદને જેલમાં પૂરવામાં આવેલા હતા, તે કોટડીઓ તરફ ગયા તેઓ બન્ને ત્યાં બેઠા બેઠા ઝાર ઝાર રડતા હતા અને અશ્રુબિંદુવડે પોતાનાં કપડાંને ભીંજવતા હતા. હું મથુરાપ્રસાદની પાસે ગયો. મને જોઇને તે વધારે રડયો. ખરેખર તેનું રડવું દયા ઉત્પન્ન કરે તેવું હતું અને હું તેથી પિગળી ગયો; 'ફરજના બંધનથી બંધાયલો હોવાથી ને દયાનો ઉપયોગ મારાથી થઈ શકે નહિ. મથુરાપ્રસાદને મેં કહ્યું; " સાંભળ, મથુરાપ્રસાદ ! તારાં સઘળાં કારસ્તાનનો ભેદ ખુલ્લો થઇ ગયો છે, અને હું તે જાણી ગયો છું. પેલી જલાદ ચંપાકલી પણ તારી પાસે છે કે જે હમણાં તું તારી બ્હેન પાસેથી ચંદ્રિકાનું ખુન કરવાની મદદ માટે લાવેલો છું. દેવા તથા ઠાકુની વાત પણ હું જાણું છું, અને તેમને પણ તારી પેઠે કેદ કરી દીધા છે, તેં ચંદ્રિકા ઉપર ગુપ્ત શાહીથી લખેલો પત્ર પણ મેં વાંચ્યો છે અને ચંદ્રિકાને તેં શામાટે કેદ કરી હતી તે હેતુ પણ મારા જાણવામાં આવ્યો છે. હવે હું તને કહું છું કે જો તું તારો જીવ બચાવવા માંગતો હોય તો જલદી બતાવી દે કે ચંદ્રિકાને તેં ક્યાં ગુપ્ત રાખી છે ? તું યાદ રાખજે કે તું નહિ કહેશે તો પણ હું તેને શોધી કાઢયા સિવાય તો રહેનાર નથીજ. પણ

તેથી તારા તથા તારી બ્હેનના હકમાં ઘણું નુકશાન થશે અને તારા મેળે કહી દઈશ તો ફાયદો થશે. જ્યારે તારો સઘળો ભેદ મારા જાણવામાં આવી ગયો છે, ત્યારે તારી મેળે સઘળું કહી દેવામાં ફાયદો છે, કારણ કે પેલી ગુપ્ત કોટડીમાં તેં તારી બ્હેન સાથે જે વાતચીત કરી હતી તે સઘળી મારા સાંભળવામાં આવી છે. "

પણ મથુરાપ્રસાદ બિલકુલ મુંગેજ બની ગયો. તે એક અક્ષર પણ બોલ્યો નહિ અને ગડનોજ રહ્યો. મેં કહ્યું; ' તું એમ કરે છે તેથી કંઇ મને તારાપર જરા પણ દયા આવવાની નથી. હું ગુપ્તચર છું અને મને વાજબી લાગે તો તારૂં માથું ઉડાવી દેવાનો પણ મને હક્ક છે, સમજ્યો મૂર્ખા ! માટે જો જીવતો રહેવા ઈચ્છતો હોય તો ઝટપટ કહી દે. " તું નહિ કહે તેથી કાંઇ હું ચંદ્રિકાને શોધી કાઢ્યા સિવાય રહેવાનો નથીજ. પણ જો તું મને કહી દઇશ, તો તને એટલો ફાયદો થશે કે દેહાંતદંડની શિક્ષામાંથી બચીશ. "

મેં જ્યારે ખુબ દમ ભરાવ્યો ત્યારે તે જરા બીધો ખરો. તે બોલ્યો; " તે મકાનની કોટડીમાં જ તે છે "

" ત્યારે તારા ભણેજના–બાબુ દ્વારીકાદાસના પુત્રના ખુન સંબંધે તને કાંઇ માહિતી છે ? "

હું સત્વર ત્યાંથી ઉઠ્યો અને તુરત પેલા મારા કપટી જમાદાર મિત્ર પાસે ગયો. તેને પણ મેં ખુબ ડરાવ્યો અને છોકરાના ખુનનો પત્તો આપવા કહ્યું પણ તે કાંઇ બોલ્યો નહિ.

મથુરાપ્રસાદ ગમે તેવો હોવા છતાં પણ એક વાણીયો હતો એટલે ઝટપટ બોલી ગયો; પણ પેલો કઠણ મનનો એક જ માદાર હતો એટલે તેની સાથે વધારે માથું ફોડવાનું મેં મૂકી દીધું. એક મુદો હાથ લાગ્યા પછી બીજાની તપાસ કરવાનું મેં વાજબી વિચાર્યું, અને વળી ચંદ્રિકા પાસેથી પણ છોકરાના ખુનને લગતી કાંઇ માહિતી મળે તેવો સંભવ હતો, વળી તે બાબત તો માયાને ડરાવવાથી પણ નીકળી શકે તેમ હતું. સ્ત્રી જાતિ પોતાના ગુન્હો સત્વર કબુલ કરે તેવી કાચા હૃદયની હોય છે, એટલે મેં જમાદારને વધારે કહ્યું નહિ. હું સત્વર પેલા જમાદારને સાથે લઇને પેલા મકાનમાં ગયો. પરોઢિયું થવાથી ચંદ્રમા ઉગ્યો હતો અને પૃથ્વીને સ્વલ્પ પ્રકાશ અર્પતો હતો. મથુરાપ્રસાદે કહેલી કોટડીનું બારણું મેં ઉઘાડયું.

તે ઓરડામાં સર્વત્ર અંધકાર વ્યાપી રહેલો હતો. ચોગાનમાં થોડું ચંદ્રનું અજવાળુ પડતું હતું. તેનું પ્રતિબિમ્બ પણ ઓરડામાં આવતું નહતું તેથી ઘોર રાત્રિના જેવું હાથ પણ ન સૂઝે તેવું અંધારૂ તેમાં માલૂમ પડતું હતું. મેં જમાદારને ફાનસ લાવવા કહ્યું. તે ફાનસ લાવ્યો. અધિકારવાળા ઓરડામાં પ્રકાશ ફેલાયો.

પણ નિરાશ. તે ઓરડો તદ્દન ખાલી હતો તેમાં કોઇ પણ જીવતું જાગતું પ્રાણી નહતું. મેં તથા જમાદારે આખા ઓરડાના ચારે ખુણા તપાસી વાળ્યા; પણ કોઇ જોવામાં આવ્યું નહિ. વળી તે ઓરડામાં એક બારણું પણ નહતું કે જે વાટે પાસેના

બાજુ ઓરડામાં જવાય તેવું હોય. માત્ર પાસેની દિવાલમાં એક બંધ કરેલો ભીંતકબાટ હતો. અમે તો મ્હોંમાં આંગળા ઘાલી દિગ્મૂઢ બની પુતળાંની જેમ ઉભા રહ્યા.

## પ્રકરણ ૧૫મું.

---

### ભેદ ભરેલું ભોંયરૂં.

મને દુષ્ટ મથુરાપ્રસાદ ઉપર બહુજ ક્રોધ ચડયો, તે દુષ્ટાત્માએ કહ્યું હતું કે—ચંદ્રિકા તેજ ઓરડામાં છે, પણ તે ઉઘાડીને જોતાં તો તેમાંથી કાંઇ મળી આવ્યું નહિ અને તેથી મને તેના ઉપર ઘણો ગુસ્સો આવ્યો. મેં ક્રુદ્ધ થઇને મારી સાથેના જમાદારને કહ્યું; જમાદાર! ઠગારા મથુરાપ્રસાદે આપણને ઠગ્યા છે અને કહેલી હકીકત બધી જુઠી છે. ”

તે જમાદારે મને ધૈર્ય આપતાં કહ્યું. સાહેબ! જરા ધીરજ રાખો. ઉતાવળ કરવાની જરૂર નથી.” એમ કહેતાંજ તે પેલા ભીંતાકબાટ ભણી ગયો અને તે ઉઘાડયો ઉઘાડતાંજ તે બોલી ઉઠ્યો; લ્યો, સાહેબ! જુઓ આ મોટો ભેદ. અહીં એક મોટું ભોંયરૂં છે અને ખરેખર ચંદ્રિકા તેમાંજ હોવી જોઇએ. ”

તે મકાન નીચે ભોંયરૂં છે. તે જાણી મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મેં કહ્યું “ શું તે ખરૂં છે ! ”

જમાદાર બોલ્યો હા સાહેબ! તે વાત ખરીજ છે, જુઓ માંહે દીવાનો પ્રકાશ પણ જોવામાં આવે છે.”

હું એકદમ તે ભોંયરાના કબાટ જેવા બારણા તરફ ધસ્યો

અને માંહે જોયુ તો જણાયુ કે ખરેખર તે એક ભોંયરૂં હતું હું મથુરાપ્રસાદની કરામતથી આશ્ચર્યચકિત થઇ ગયો અને ભોંયરામાં ઉતરવા લાગ્યો. પેલા જમાદારે મને તેમ કરતા રોકયો અને કહ્યું " ઉતાવળા ન થાઓ. એકદમ માંહે ઉતરવું. તે જોખમ ભરેલું છે." આમ કહીને તેણે મારી પાસે ઉભેલા એક સિપાહીને કહ્યું " કાદર! લે આ શાઇકેશ અને ફાનસ, તું માંહે ઉતર અને પછી અમને બોલાવજે."

આત્મભોગ આપવાને તત્પર તે વફાદાર સિપાહી તરત માંહે ઉતર્યો. માંહે તેણે નજર કરી તો તે ભોંયરૂં ઘણું નાનું જણાયું. જેવડો તે ઓરડો હતો તેવડુંજ તે ભોંયરૂં હતું. થોડીવાર રહીને તેણે બુમ મારીને અમને બોલાવ્યા.

હું માંહે ઉતર્યો જમાદાર માંહે ઉતરવા જતો હતો. પણ મેં કહ્યું " રાત્રિનો સમય છે, માટે તમે બહારજ રહો. રખેને કાંઇક બીજું કાવતરૂ હોય અને આપણે સઘળા એકી સામટા ફસાઇ પડીએ માટે." મારૂ કહેવુ જમાદારને વાજબી લાગ્યુ. તે બહાર રહ્યો અને હું અંદર ઉતર્યો. માંહે એક દીવો બળતો હતો અને હું તથા સિપાહી પાસે પણ એક ફાનસ હતું એટલે ત્રણે દીવાનો પ્રકાશ એકઠો થતાં સર્વત્ર નજર સ્થિર થવા લાગી. એક ખુણામાં એક ભાંગી તુટી ખાટલી પડી હતી. તે તરફ હું ગયો. પેલો સિપાઇ મારી પછવાડે આવ્યો. તે ખાટલી ઉપર એક સ્ત્રી આંખો મીંચીને પડી હતી. ખાટલીની નીચે એક ખુણામાં થોડી એક મીઠાઇ અને પાણીનો એક લોટો પડેલો હતો, ખાટલીમાં ચારેબાજુ ખીલીઓનાં વસ્ત્રો વીખરાઇ ગએલાં હતાં. મ્હોં વિવર્ણ થઇ ગયું હતું.

કેશકલાપ વિખરાઇને આસપાસ ફેલાઇ રહ્યો હતો. તેના ઉજ્જવલ મુખારવિંદ ઉપરથી મને જણાઇ આવ્યું કે તે ચંદ્રિકા હોવી જોઇએ.

દુઃખથી બેભાન થઇ ગએલી હોવાથી તે આંખો મીચીને પડેલી હોવી જોઇએ, એમ મને જણાયું. મેં તેને તેની દુઃખ નિદ્રામાંથી જાગૃત કરવાનો પ્રયત્ન કરવાનો વિચાર કર્યો. તેના શરીરના કોઇ પણ વિભાગને સ્પર્શ કરીને તેને જાગૃત કરવાનું મેં વાજબી માન્યું નહિ. હું તેને ધીમેથી બોલાવવા લાગ્યો, એવી રીતે કે તે નાજુક હૃદયની રમણી એકાએક ગભરાઇ જાય નહિ.

" ચંદ્રિકા, ચંદ્રિકા "

" ચંદ્રિકા " શબ્દ તેના કર્ણપુટપર પડતાં તે એકા એક જાગી ઉઠી, અને પોતાનું શીલ :જાળવવાને હૃદયથી તેમજ શરીરથી મથન કરતી હોય તેવી રીતે " દુષ્ટ ! હવે તું મને સત્વર મારી નાખીને મારા આત્માને આ દુઃખમાંથી મુકત કર. હું મરવાજ ઇચ્છું છું; પણ કોઇ રીતે ચંદ્રશેખર સિવાય અન્ય કોઇને ચાહીશ તો નહિજ. "

મને જણાયું કે તે બિચારી બાળા ભાનમાં નથી. હું મથુરાપ્રસાદ છું તેમ તે માનતી હોવી જોઇએ એમ તેના શબ્દો ઉપરથી સિદ્ધ થતું હતું મેં ધીરેથી તેને કહ્યું. " પુત્રી, ચંદ્રિકા તું ગભરા નહિ, ચાલ તું મારી ચાલ હું મથુરાપ્રસાદ નથી, પણ તને છોડાવવા આવેલો ગુપ્તચર છું. "

મારા શબ્દો સાંભળીને તે કાંઇક હોશમાં આવી અને તેણે

પોતાની આંખો ઉઘાડી મારી સામે જોયું હું મથુરાપ્રસાદ નથી, એ બાબતની તેની ખાત્રી થઇ એટલે તે બોલી. " ભાઇ, તમે મને છોડાવવા આવ્યા છો ? અહા ! પણ તે દુષ્ટ તો અહીં નથી. "

" ના પુત્રી ! તું ડર ના. તે અહીં નથી. તે હરામખોરને પકડીને જેલમાં મોકલી આપવામાં આવ્યો છે. તું મારી સાથે ચાલ. "

" પણ કયાં ? હું માયા કાકીને ત્યાં હવે રહેવા જવાની નથી. તમે જો મને જીવતી રહેલી જોવા ઇચ્છતા હો, તો મને ચંદ્રશેખર બાબુને ત્યાં મોકલી આપો. "

" કેમ ! માયા દેવી પાસે જવામાં શું હરકત છે ? " મેં હાર્દ તપાસવાને પ્રશ્ન કર્યો.

" માયા કાકીએ મને તેના ભાઇ મથુરાપ્રસાદ જોડે પરણાવાનું ઘણુંએ કહ્યું, પણ મેં માન્યું નહિ, તેથી તેજ રાત્રે મને અહીં ઉંઘમાંને ઉંઘમાં ઉપાડી લાવવામાં આવી છે. તેથી ફરીથી હું ત્યાં જવા ઇચ્છતી નથી. ".

હું સમજી ગયો કે જે વાત મેં પહેલાં અનુમાની હતી તેજ વાત બરાબર હતી. મેં કહ્યું; " પુત્રી હાલ તો તારે થોડી વાર પોલિસ ચોકીમાં રહેવું પડશે, સવાર થતાં તને ચંદ્રશેખરને ત્યાં મોકલી આપીશું. "

" વારૂ, ત્યારે ચાલો. " એમ કહીને તે અમારી સાથે ચાલવા લાગી. લાંબા વખત થયાં ભુખી રહેલી હોવાથી તેના

પગ અચેત જણાતા હતા; છતાં પણ ફાંસામાંથી છુટેલી મૃગલી જેમ એક છલંગ મારીને કેટલેક દૂર નીકળી જાય છે, તેમ ચંદ્રિકા ભુખ-તરસથી નિર્બળ થઇ ગયેલી હોવા છતાં ઉતાવળે પગે ચાલીને મારી આગળ થઇ ગઇ.

મેં કહ્યું; "અને ચંદ્રિકા તારી માયા કાકીના પુત્ર કૃષ્ણદાસનું ખુન થયું છે, તે વિષે તું કાંઇ જાણે છે?

તે ચોંકી અને બોલી; "શું તે બિચારા કૃષ્ણાનું ખુન થયું છે? હાય, હાય! મારી દુષ્ટ કાકીની કુટીલતા આટલેથી અટકી નથી!"

"તે બિચારો એકાએક ગુમ થઇ ગયો છે. તેનું ખુન થઇ ગયું છે કે કેમ તે ચોક્કસ કહી શકાતું નથી, પણ હજી તેનો પતો નથી. તારી કાકી તો બિચારી ઝાર ઝાર રડે છે."

"શું? તે લુચ્ચી રડે છે! જમાદાર સાહેબ, તે ખુલ્લો ઢોંગ છે. બિચારો કૃષ્ણ જો ખોવાયો હોય કે મરણ પામ્યો હોય તો પણ તે તેની માનુંજ કારસ્તાન છે, સાહેબ"

"એટલે શું? પોતાના પુત્રનું ખુન કરે તેવી બે નીચ સ્ત્રી છે?" મેં આશ્ચર્ય સાથે પૂછ્યું.

"હા તેમજ છે જે રાત્રે મને અહીં કેદ કરવામાં આવી, તે રાત્રે મને મારી દુષ્ટ કાકીએ મથુરાપ્રસાદને પરણવા સમજાવી મેં માન્યું નહિ તેથી તે મારાપર ઘણીજ ગુસ્સે થઇ હતી. વાતની વાતમાં મેં તેને એક ભયંકર મહેણું માર્યું હતું. વાત છે કે તેનો કૃષ્ણદાસ પુત્ર એકવાર સાંજે નિશાળેથી ઘેર આવ્યો

અને તે મેડાપર ગયો, તો એક ઓરડામાં તેણે પોતાની માને એક જમાદાર સાથે બેઠેલી અને ધીમે ધીમે વાતચીત કરતી જોઇ. કૃષ્ણદાસ એક સમજુ છોકરો હોવા છતાં બાળક બુદ્ધિનો હતો. તેણે તે સમયેજ પોતાની માને કહેલું કે—મા, આ સિ. પાઇને શું કામ ઘરમાં આવવા દીધો છે ? હું મારા બાપુને કહી દઇશ. આથી માયાના દિલમાં ડર પેઠો. બીજે દિવસે કૃષ્ણદાસે ભોળપણમાં તે સઘળી વાત મને કહી અને મેં ઘરની આબરૂ જાળવી રાખવાને કૃષ્ણદાસને સમજાવ્યું કે તું એ વાત બીજા કોઇને કહેતો નહિ. આ વાત મેં માયાને મહેણાના રૂપમાં કહી સંભળાવી અને તરતજ તે મારાથી ભયભીત થઇ; તે સાથે પોતાના વહાલા પુત્ર કૃષ્ણદાસ તરફનો ભય પણ તેના હૃદયમાં ઉત્પન્ન થયો. તે રાત્રે જ મને ઉંઘમાં બેભાન કરીને લાવવામાં આવી, અને હું માનું છું કે પોતાનું પાપ ગુપ્ત રાખવાને તે દુષ્ટ માયાએજ પુત્રવાત્સલ્યનો ત્યાગ કરીને પોતાના પુત્રનું ખુન કરાવેલું હોવું જોઇએ; અથવા તો તેને ક્યાંય ગુપ્ત રાખીને બીક બતાવવામાં આવી જોઇએ. જમાદાર સાહેબ ! માત્ર વ્યભિચારના સેવનની ખાતર પોતાના પુત્ર ઉપર પણ પ્યાર ન રાખનારી તે દુષ્ટ માયાને ત્યાં મને ન લઇ જશો. ”

આ સાંભળતાં મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. અમે સઘળાં પેલા કબાટરૂપી બારણાદ્વારા ભોંયરામાંથી બહાર આવ્યા, એટલામાં ઘંટાઘરમાં બાર વાગ્યા અને નજીકમાં ક્યાંક 'કૂકડેકૂક ' નો ધ્વનિ સંભળાયો.

# પ્રકરણ ૧૬ મું.

---

## ચંદ્રશેખરને વધામણી.

આખું જગત્ માયાના જાળમાં ફસેલું છે ? માયા એ બીજું કાંઇ નથી, પણ માત્ર જગત્‌ને ફસાવનારી એક મોહક શક્તિ છે. તે માયાને પિશાચિની કહો કે રાક્ષસિણી, તોપણ તે નામાં જે શકિત રહેલી છે, તેનો સંપૂર્ણ ચિતાર દર્શાવનારો ભાગ્યેજ કોઇ શબ્દ હશે. આવી માયાવતી - માયાદેવીમાં બાપુ દ્વારિકાદાસ ફસાઇ રહેલો હતો. ભ્રમણામાં ભુલી ભાનવિના આથડ્યા કરતો હતો. માયાદેવી કેટલી પ્રાપંચિક છે તે દ્વારિકાદાસ જાણતો નહતો. જેવી શુદ્ધ બુદ્ધિવાળો તે પોતે હતો, તેવું જ શુદ્ધ બુદ્ધિવાળું તે જગત્‌ને પણ દેખતો હતો. ખરૂં છે કે—

થયો ચારે તરફ ભપકાર
મહા વિસ્તાર માયાનો,
કરે છે પ્રેમથી પુરૂષો
સદા સત્કાર માયાનો !

ચંદ્રિકાએ કૃષ્ણદાસ વિષેની જે હકીકત મને કહી હતી, તેથી મને આશ્ચર્ય તો થયું, અને તે સાથે એટલી પણ ચટપટી થઇ કે તુરતમાં તે દુષ્ટને કબજે કરવો જોઇએ. પરોઢ થયું હતું અને સૂર્યોદય થવાને માત્ર બે કલાકની વાર હતી. એટલા વખતમાં જ જો સંજોગો અનુકૂળ થઇ જાય તો સઘળા

મુદ્દા હાથ લાગી જાય આવી ઇચ્છા મારા હૃદયમાં ઉત્પન્ન થઇ અને તે સાથે પૂરી કરવા તરફ દિલ લલચાયું.

પરંતુ તે પહેલાં ચંદ્રિકાને કોઇ સુરક્ષિત સ્થળે રાખવાની ચિંતા મારા મગજમાં ઉદ્‌ભુત થઇ. તે સાથે ચંદ્રશેખરને–તે વિરહ ઘેલા બાબુને ચંદ્રિકાને જીવતી ખોળી કાઢવાનીવધામણી કોઇની માર્ફતે પહોંચાડવાની અગર તો જાતે જઇને આપવાની પણ મારી ઇચ્છા હતી, કે જેથી તેના હૃદયને કાંઇક આરામ મળે. તે મકાન છોડીને હું મારા માણસો સાથે બહાર નીકળ્યો. તે મકાનને સૂનું છોડી જવામાં કાંઇ હરકત નહતી. તો પણ મેં એક સિપાહીને ત્યાં બેસાર્યો અને હું પોલિસગેટ તરફ જવા નીકળ્યો. ચંદ્રિકા પણ ઘણી હુલાસમાં હોય તેમ જણાતી હતી. મેં તેને કહ્યું: ચંદ્રિકા ! ખરેખર જો તું મળી આવી ન હતે તો બાબુચંદ્રશેખરના બુરા હાલ હતા.

તે બિચારો ઘેલોજ બની ગયો છે અને સંસાર તજી દેવાના વિચારમાંજ તે હતો, પરંતુ મેં ધીરજ આપી એટલે જ તે સાહસ કરતાં અટકયો છે. ”

“ બાપુ ! તે માટે હું આપનો ઉપકાર માનુ છું. અને જો આજની રાત ગઇ હોત તો કાલે જરૂર હું મરવાની પણ હતી. ”

મેં કહ્યું: “ તે ખબર મને અગાઉથી મળી ગયા હતા. મથુરાપ્રસાદ સાથે લગ્ન કરવાનું તેં કબુલ કર્યું નથી, તેથી તને મારી નાંખવાનો માયા તથા મથુરાપ્રસાદે નિશ્ચય કર્યો હતો.

તે મારા જાણવામાં આવી જવાથી આજની સત્રેજ તને શો-ધી કાઢવાનો મેં નિશ્ચય કર્યો હતો."

અમે આમ વાતચીત કરતાં જતાં હતાં એટલામાં પોલિ-સગેટ આવી. તે સ્થળે જ ચંદ્રિકાને સુરક્ષિત રીતે રાખવાનું મેં વાજબી માન્યું. રાત્રિનો વખત હતો અને વળી નવ યૌવન કુમારિકા એટલે સાધારણ કેદીઓને રાખવા જેવા સ્થળે તેને રાખી શકાય નહિ. ઓફિસના જે વિભાગમાં મારે માટે બિછા-નું કરવામાં આવ્યું હતું, તે સ્થળેજ મેં ચંદ્રિકાને રાખી અને તેની તપાસ માટે બે સિપાહીઓને તાકીદ આપીને હું પેલા જમાદાર સાથે ચંદ્રશેખરને મળવા માટે તેના મકાન તરફ ચા-લ્યો હું તથા જમાદાર બન્ને તપાસમાં સફળતા મળવાથી હુ-લાસમાં આવી ગયા હતા. બન્ને ઉતાવળે પગલે ચાલતા હતા, તેથી થોડા વખતમાં ચંદ્રશેખરના ઘર પાસે જઇ પહોચ્યા. "બા-બુજી!" કહીને બુમ મારતાં ડોઢીદારને બદલે ચંદ્રશેખરે સ્વેચ્છ-માં આવીને ડોકિયું કર્યું અને પુછ્યુ: "કોણ છે?"

મેં કહ્યું: "પોલિસ."

ચંદ્રશેખર પોતે નીચે આવ્યો અને બારણું ઉઘાડયું. એટલામાં તો ડોઢીદાર પણ જાગી ઉઠયો. અંદર આવતાં ચંદ્ર-શેખર બોલી ઉઠયો: "અહો! આપ મહાશય? અત્યારે ક્યાં-થી? નિદ્રાને માટે ફાંફાં મારતાં મારી તો આખી રાત્રિ ચાલી ગઇ છે અને આપ તો વહેલા ઉઠીને અત્યારે અહીં પધાર્યા."

"નાજી, આજે આખી રાત્રિ ઉંઘ્યો જ નથી, આપને વધામણી આપવાનેજ હું અહીં આવ્યો છું."

" શું ? જલ્દી કહો, ભાઇ, શું મારી ચંદ્રિકા જીવે છે ? "

" હા, જીવે છે એટલુંજ નહિ, પણ મેં તેને કેદમાંથી છોડાવીને મેળવેલ પણ છે; પણ અત્યારે તમારૂં બીજું એક કામ પડયું છે. અને તે માટે તમારે અમારા કામમાં મદદ કરવી જોઇશે. "

" મહાશય ! આપે મારાપર કરેલા ઉપકારના બદલામાં મારો જાન આપવાને પણ હું તૈયાર છું; પણ એકવાર મને કહો કે શું કામ છે ? "

" તે ગુપ્ત છે માટે ઉપર ચાલો. "

અમે સઘળા ઉપર ગયા. ચંદ્રશેખરના દિવાનખાનામાં એક લેમ્પ બળતો હતો અને બાજુએ નિદ્રાને માટે ફાંફાં મારતાં વારંવાર પાસાં ફેરવવાથી અસ્ત—વ્યસ્ત થઇ ગએલો ચંદ્રશેખરનો પલંગ પડેલો હતો. તે પલંગપર હું બેઠો હતો અને કહ્યું: " આપને હું ગઇ કાલે મળ્યો, ત્યાર પછી હું હેઠો બેઠો નથી. તેની તપાસ મેં જારી રાખી અને અત્યારે મારા કેસની પોણા ભાગની તપાસ હું કરી ચુકયો છું જો આજે અત્યારે ચંદ્રિકા હાથ લાગી નહોત તો કાલે જરૂર તેનું ખુન થવાનું હતું, પણ અણીને વખતે પ્રભુએ તેને જીવતી રાખી છે. મેં બંન્ને ગુન્હેગારોને પકડ્યાં છે ચંદ્રિકાને સપડાવનાર બાબુ દ્વારિકાદાસનો સાળો મથુરાપ્રસાદ હતો. બીજો એક શખ્સ પણ પકડયો છે. ચંદ્રિકાને ખુન કરવામાં માથાનો પણ હાથ છે.

તે માયા એક દુષ્ટ સ્ત્રી છે. પોતાના પુત્ર કૃષ્ણદાસનું ખુન પણ તેણેજ—"

અને બોલતાં અટકાવીને ચંદ્રશેખરે કહ્યું; ' હાં હાં બાબુજી ! એમ તે હોય ? તમે ભુલ કરતા હશો. "

" નહિજી, હું ભૂલ કરતો નથી મેં તેના તાદૃશ્ય પુરાવા જોયા છે, તેમજ ચંદ્રિકા પણ તે વાતને સત્ય કહે છે. માયા એક વ્યભિચારિણી સ્ત્રી છે. "

" હેં ! ! ! " બોલતાં ચંદ્રશેખર બ્હાવરો બન્યો હોય તેવું તેનું વદન જણાયું.

" હાજી. તે દુષ્ટ કર્મ મેં મારી આંખે જોયું છે. "

' પણ ક્યારે ? "

' બધું આ એકજ રાત્રિમાં. "

" તમારી આંખો ભુલાવામાં તો નથી પડી ? "

" નાજી તેમ કાંઇ નથી. મેં જે જોયું છે તે સઘળું સત્ય જ છે. "

હું આશ્ચર્ય પામું છું. હવે મને કહો કે મારૂં આપને શું કામ છે ? "

' કામ એ છે કે અત્યારે આપે અમારી સાથે બાબુ હારીકાદાસ પાસે આવવું અને તેને હરકોઇ રીતે સમજાવીને માયાને કેદ કરવામાં તે વાંધો ન લે તેમ કરવું; માયા તે એવી છે કે જો તુરત નહિ પકડાય તો હું તમે પણ એક પળમાં રામદ્વાર પહોંચી જઇએ તેટલી તે વિકાળ સ્વરૂપ વાળી છે.

આ રાત્રે મારૂ ખુન કરાવવાને તે દુષ્ટ કોશેષ પણ કરી પરંતુ મારા ભાગ્યે જ હું જીવતો રહ્યો છું અને અત્યારે આપની સેવામાં ઉપસ્થિત થઇ ચુકયો છું નહિ તો અત્યારે ક્યારનીએ ફુંક ઉડી ગઇ હોત ! ”

“ તમે આ શું કહો છો ? માયા તે શું ખરેખર માયાનું જ સ્વરૂપ છે? ” ચંદ્રશેખરે વિશેષ આશ્ચર્ય પામતાં કહ્યું.

“ જી, હા તેમજ છે. પણ કહો, અમારી સાથે આવો છો?

“ અલબત ! આવીશ એ ડાકીનીને વધારે જુલ્મ કરતી અટકાવીશ. ”

“ ત્યારે ચાલો ” એમ બોલતાં જ હુ ઉભો થયો અને ચંદ્રશેખરે પણ કપડાં પહેર્યાં અમે ત્રણે જણાં સાથે નીકળ્યાં. માર્ગમાં જતાં ચંદ્રશેખરે મને કહ્યુ: “ બાબુજી કૃપા કરીને ચંદ્રિકાનું મુખ મને એકવાર જોવા આપશો ? ”

મે હસીને કહ્યુ “ ભાઇ ? એટલા અધીરા ન થાઓ. તે હજી પોલિસ ચોકીમાં છે. સવાર થવાદો. એટલે તમને જ સોંપ વામાં આવનાર છે. તે પોતાની કાકીનું મુખ જોવા પણ રાજી નથી

આ ઉપરથી ચદ્રશેખર ધૈર્ય રાખી રહ્યો અને કાંઇ પણ બોલ્યો નહિ અમે સીધા દ્વારીકાદાસની હવેલી તરફ ગયા. જુમો પાડીને ડોડીદારને જગાડયો અને તેણે બારણું ઉઘાડ્યું. તેને ચંદ્ર શેખરે કહ્યું જા, બાબુજીને કહે કે ચંદ્રશેખર અત્યારે એક અગત્યના કામ માટે તમને મળવા ઇચ્છે છે ”

ચંદ્રશેખર ઘરનો ઓળખીતો માણસ હોવાથી ડોકીદાર પણ આનાકાની ન કરતાં બાબુને જગાડવા ગયો, થોડી વારે હુકમ આવતાં અમે ત્રણે જણ બાબુજીના શય્યાભુવનમાં ગયા. ત્યારે બાબુજી બિછાનામાં આંખો ચોળતા હતા.

ચંદ્રશેખરને આવકાર આપતાં હારીકાદાસે કહ્યું " આવો, બાબુ બેસો. અત્યારે એટલું જરૂરનું શું કામ છે. ભલા ?" એમ કહીને તેમણે અમારી સામે જોયું દિવસના કરતાં વિચિત્ર જાતનો અને વળી અંધારામાં ભળી જાય, તેવો પોશાક અમે પહેર્યો હોવાથી બાબુજી મને ઓળખી શકયા નહિ એટલામાં ચંદ્રશેખરે કહ્યું " તે ડિટેકટીવ છે. ખુનની તપાસ માટે આવેલા છે. તમને દિવસે મળ્યા હશે. "

" હા; હા, સાંભર્યું કાલેજ મળ્યા હતા. કેમ શું કામ છે તેમને? "

મેં કહ્યું " આપની સ્ત્રી માયાદેવીને પકડવા માટે અમને સુપ્રિન્ટેન્ડન્ટનો હુકમ થયો છે. તે માટે અમે આવ્યા છીએ."

તુરત જ હારીકાદાસનો ચહેરો ભભરાઇ ગએલો જણાયો, તે બોલ્યો, હેં ! હેં ! મારી સ્ત્રીને પકડનાર કોણ છે. ! સુપ્રીન્ટેન્ડન્ટે હુકમ કર્યો હશે- તો તે પકડવા આવશે. " ગભરાટમાંથી ક્રોધનો જન્મ થયો હોય એમ જણાયું.

---

# પ્રકરણ ૧૭ મું.

## પિશાચિની પકડાઇ.

બાપુને ક્રોધાતુર જોઇને ચંદ્રશેખરે તેનો ક્રોધ શાંત કરવાને તેને સઘળી હકીકત કહેવા માંડી " બાપુજી ક્રોધાતુર ન થશો. એકવાર મારૂં સઘળું કહેવું સાંભળી લો. આ ગુપ્તચરે આજે આખી રાત બન્ને ખુનોની તપાસ ચલાવી છે અને તમારી ભત્રિજી ને તેણે જીવતીજ શોધી કાઢી છે. "

દ્વારિકાદાસે ચંદ્રશેખરને બોલતો અટકાવીને કહ્યું: " શું મારી ચંદ્રિકા જડી ? અને મારો કૃષ્ણ ? "

" આપનો કૃષ્ણદાસ હજી જડયો નથી અને ખબર પણ મળી નથી કે તે જીવતો છે કે તેનું ખુન થઇ ગયું છે. પણ જ્યાં સુધી માયાદેવીને પકડવામા આવશે નહિ ત્યાં સુધી તેનો કાંઇ પત્તો મળી શકનાર નથી, એમ તમે નક્કી સમજજો."

દ્વારિકાદાસે પુનઃ કહ્યું " ખરે, ચંદ્રશેખર ! તમે ડાહ્યા માણસ થઇને આ શું બોલો છો ? મા પોતે પોતાના પુત્રનું અનિષ્ટ કરે, એ તે સંભવિત હોય કે તમે તેને પકડવા ઇચ્છો છો?"

ચંદ્રશેખર અચકાતો અચકાતો બોલ્યો " બાપુજી ! કહેતાં મારી જીભ ઉપડતી નથી, પરંતુ ખરેખર કહું છું કે, માયાદેવીએજ તમારા પુત્રનું અહિત કર્યું છે. "

દ્વારિકાદાસનો સ્વભાવ શાંત હોવા છતાં તેમણે ચંદ્રશેખર પર ક્રોધ કરીને કહ્યું " ચંદ્રશેખર ! મને લાગે છે કે તમારી આ-

કુલ ગુપ્ત થઇ ગઇ હોતી જોઇએ! તમે આ શું ગાંડું ઘેલું બકો છો?

મેં હવે કાંઇક બોલવાનું વાજબી માન્યું, તેથી કહ્યું "બાબુજી! તમે શાંત થાઓ! ચંદ્રશેખરના શબ્દોને તમે ગાંડા ગણો છો, પણ તેના શબ્દો ખરા છે તે જો આપને જોવું હોય તો કૃપા કરીને મારી સાથે ચાલો. હું આપને કાંઇક કૌતુક બતાવીશ."

બાબુની જિજ્ઞાસા ઉશ્કેરાઇ. તેઓ મારી સાથે આવવાને ઉભા થયા. હું આગળ ચાલ્યો અને મારી પછવાડે દ્વારિકાદાસ તથા ચંદ્રશેખર ચાલ્યા આવતા હતા. હું બાબુના ઘરની બહાર નીકળીને ઘરની પછવાડેની ગલ્લી તરફ ગયો. ત્યાં જઇને મેં બાબુ દ્વારિકાદાસને પૂછ્યું "બાબુજી! આ દિવાલ તો આપના મકાનની છે?"

બાબુજીએ આસપાસ જોઇને કહ્યું "હા બરાબર આ મકાન તો મારૂં જ."

"ત્યારે હવે કૃપા કરીને આપ આ ગુપ્ત દ્વારે થઇને અંદર જાઓ. એટલે આપ કાંઇક નવીન જોઈ શકશો." મેં પેલું ગુપ્ત દ્વાર બતાવીને કહ્યું કે જે દ્વાર થઇને પેલો મારો કપટી જમાદાર મિત્ર મારૂં ખુન કરવાને પોલીસ ગેટ તરફ ગયો હતો.

બાબુજીએ ચમકીને કહ્યું "પણ ત્યાં બારણુંજ ક્યાં છે?"

મેં એકદમ તે અદ્રશ્ય પરંતુ બ્હાર થોડા દેખાતા ગુપ્ત દ્વારને જોરથી એક લાત મારી એટલે એકાએક તે બારણું અંદર ઉતરી ગયું અને જરા પણ અવાજ થયો નહિ. બાબુજી એકદમ ગભરાઇ ગયા અને કમ્પતા બોલ્યા. "હાય! આવું બારણું મારા

ઘરને ક્યાંથી ? મેં તો કરાવ્યુંજ નથી અને આ મકાન તો અ-વસ્ય મારૂંજ છે ! બાબુ મહાશય ! આ શું ભેદ છે, તે મને કાંઇ સમજાવશો ?"

મેં કહ્યું " મ'ાશય ! તમે જરા પણ ગભરાશો નહિ. આપ અંદર પધારો એટલે આપ કાંઇક નવીન જાણી શકશો. આપ ડ-રશો નહિ. હું આપની પાછળજ આવું છું. આ એક મો'ો ભેદ છે કે તેથી આપના ઘરમાં જે એક ભયંકર રાક્ષસી ભરાઇ રહી છે તેને દૂર કરી શકાશે. "

" પણ હું ડરૂં છું આપ મને આ ભેદનું સઘળું રહસ્ય અગાઉથી સમજાવો, ત્યાર પછી હું અંદર પ્રવેશ કરીશ. "

મેં કહ્યું બાબુજી ! વાત દેખતી આંખે નહિ માનવા જેવી છે. તેથી હું આપને કહીશ ને આપ માનશોજ નહિ, અને તેથી હું આપને પ્રત્યક્ષ બતાવીને સઘળું પાછળથી કહી સંભળાવવા ઇ-ચ્છું છું. "

" ના મને અત્યારેજ કહો. "

" ત્યારે સાંભળો. આપની સ્ત્રી વ્યભિચારિણી છે અને અ-ત્રેની પોલીસના એક જમાદાર ઉપર પ્રેમ ધરાવે છે. તે જમા'ા-રને મેં આજ રાત્રે પકડીને જેલમાં પણ મોકલી દીધો છે, કાર-ણકે તમારી સ્ત્રીની સૂચનાથી તે મારૂં ખુન કરવાને તૈયાર થયો હતો. અને વળી આપ ભવિષ્યમાં જોઇ શકશો કે આપના પુત્રનું અહીત કરનાર પણ તેની માતા છે; ચંદ્રિકાનું અહિત કરનાર પણ તેજ હતી, એમ ચંદ્રિકાએ પોતે મને કહ્યું છે. હું માનું છું

કે મારા આ કહેવા ઉપર આપને વિશ્વાસ આવશે નહિ, પણ આપ ચોક્કસ માનજો કે મારા કથનમાં જરા પણ અસત્ય નથી."

હું કહેતો હતો," તેટલા વખતમાં બાબુજીનો ચ્હેરો લાલચોળ થતો જતો હતો, તેમ મારા જોવામાં આવ્યું. પોતાની સ્ત્રીને વ્યભીચારી જાણીને હરકોઈ સખ્સ પણ ક્રોધાતુર થઇ જાય તો દ્વારિકાદાસ શાંત પ્રકૃતિનો હોવા છતાં ક્રોધાતુર થાય, તેમાં જરા પણ નવાઈ ગણાય નહિ. હું બોલતો બંધ થયો કે તરત તે પેલા ગુપ્ત દ્વાર તરફ ધસ્યા. તેમને રોકીને મેં કહ્યું "પણ બાબુજી ! બહુ ઉતાવળા ન થશો. ઘણા ધીમે ધીમે જજો. "

પણ મારૂં કહેવું સંભળ્યા પહેલાં તો દ્વારિકાદાસ એકદમ તે ગુપ્ત દ્વારે થઇને ઉપર ચડી ગયા. હું પણ એકદમ તેમની પછવાડે ગયો. અને મારી પછવાડે ચંદ્રશેખર પણ આવ્યો. ગુપ્ત દ્વારે થઇને કોઇક એકદમ આવે છે, તેમ જાણીને માયા પોતાના ઓરડામાંથી બ્હાર આવી. ગુપ્ત દ્વારેથી નિત્ય આવનાર માત્ર તેના પ્રિયતમ જમાદાર સિવાય બીજું કોઇ નહતું, તેથી બાબુ દ્વારિકાદાસને અંધારામાં માયાએ જમાદાર માન્યો. જમાદારને મારૂં ખુન કરવાને તેણે મોકલ્યો હતો અને અત્યારે તે ખુન કરીને તેના સમાચાર આપવાને આવ્યો હોવો જોઇએ એમ માનીને માયા એકદમ બોલી ઉઠી "કેમ વહાલા ? તે દુષ્ટ ગુપ્તચરને ઠેકાણે કરી નાંખ્યો ને? "

ઉપરના શબ્દો સાંભળતાંજ માયાની નીચ વૃત્તિ [illegible] બાબુજીને જે વાત કહી હતી તે વિષે તેમને ખાતરી થઇ અને

માયા વિષેની પોતાની શંકા ચોકસ થઇ. પણ શું બોલવું અને શું ન બોલવું, તે વિચારમાં બાપુથી કંઇ બોલી શકાયું નહિ, એટલે અધીરી થએલી માયાએ પૂછ્યું· " કેમ, કાંઇ બોલતા નથી વ્હાલા? શું કાંઇ અનર્થ થયો છે! શું શિકાર છટકી ગયો? "

હવે બાપુજીથી રહેવાયું નહિ. તે એકદમ બોલ્યા " હા રંડા! શિકાર છટકી ગયો પણ તું ક્યાં છટકી જવાની છે! બોલ રાંડ! આ ગુપ્ત દ્વાર તેં ક્યારે કરાવ્યું છે!"

માયા એકાએક ગભરાઇ ગઇ. તેનાથી કાંઇ પણ જવાબ આપી શકાયો નહિ અને તે થરથર કંપતી દેખાઇ. બાપુનો ગુસ્સો એકાએક વધી ગયો અને તે બોલ્યો. " અરે, ચંદ્રશેખર! પેલા પોલિસનાં માણસો ક્યાં ગયાં? આ રાક્ષસીને તુરત તેમના કબજામાં સોંપી દો; મારા વંશનો ઉચ્છેદ કરનાર રંડા મને હવે તારો ખપ નથી. "

એકદમ હું આગળ ધસ્યો અને તે દુષ્ટ માયાનું કાંડું મેં હરિદાસ બાપુના દેખતાં પકડ્યું, તથા તેના હાથમાં કડી પહેરાવી દીધી. પોતાની સ્ત્રી કે જેનાં દુષ્ટ કર્મોએ જ તેને આ સ્થિતિમાં લાવી દીધી હતી, તેનો વિચાર કરતાં તથા પોતાના પુત્રનું અહિત થયું તેનો વિચાર કરતાં બાપુજીનું હૃદય ભરાઇ ગયું અને આંખમાં આંસુ ભરાઇ આવ્યાં તે પશ્ચાતાપ કરતાં બોલ્યા, " અરેરે! ચંદ્રશેખર! હું બીજા કોને દોષ આપું? મારૂં પોતાનું નસીબ ફોડી નીવડે ત્યાં હું બીજા કોને દોષિત ગણું?"

મેં કહ્યું બાપુજી! પશ્ચાતાપ કરવાનો હવે આ સમય નથી

આ રાક્ષસીને પોલીસ ચોકીમાં લઇ જવાની તમે હવે આજ્ઞા આપો.

" ભાઇ મારી તો રજાજ છે, ખુશીથી લઇ જાઓ "

તે દુષ્ટ માયાને લઇને હું બાજુના મકાનમાંથી નીકળ્યો.

## પ્રકરણ ૧૮ મું

### "શું માયા દેવી નિર્દોશ?"

માયા અત્યારે રડતી હતી. કેટલું આશ્ચર્ય ! મનુષ્ય માત્રનો એવો સ્વભાવ છે કે પાપ કરતી વખતે તે કાંઇપણ વિચાર કરતો નથી પરંતુ જ્યારે તેના દુષ્ટ પરિણામો સહન કરવાનો સમય આવી લાગે છે ત્યારે તે પશ્ચાતાપ કરવા બેસે છે. મને લાગ્યું કે ખરેખર અત્યારે તે બિચારી માયાને પોતાનાં કુકૃત્યનો પશ્ચાતાપ થતો હોવો જોઇએ. દીલ્હીના એક સુપ્રસિદ્ધ શ્રીમંત ગૃહસ્થની પત્ની હાથમાં હાથકડી સહિત મારી આગળ આગળ એકદમ ચાલતી હતી ! અલબત તે રોતી હતી, પણ સંકુચિત થતી હતી. અને આવી સ્થિતિમાં તેને જાહેર માર્ગ વચ્ચે થઇને પોલિસ ઓફિસે જતાં શરમ આવતી હતી એમ તો મારાથી કહી શકાય નહિ. મને વિચાર થયો કે, અહા ! સ્ત્રીઓ કેવી વિચિત્ર હોય છે. ! શ્રીમંત પતિના ગૃહમાં આવ્યાં છતાં, પુત્ર પ્રાપ્તિ થવા છતાં વ્યભિચારમાં પ્રવૃત્ત થાય છે. અને તે પણ પોતાના વ્હાલામાં વ્હાલા એકના એક પુત્રનો ઘાત કરીને પર પુરૂષથી જાર સેવે છે ! માર્ગે જતાં મારી સાથે એક સિપાહી સિવાય બીજુ કોઇ ન હતું. ચંદ્ર-

શેખર પાછળ રહી ગયો હતો, અથવા તો દ્વારિકાદાસ બાબુ સાથે વાત ચીત કરવા પણ કદાચ રોકાઇ ગયો હોય. મેં માર્ગમાંજ માયા પાસેથી તેના ખોવાએલા પુત્રના સંબંધમાં હકીકત કઢાવવાની ઇચ્છા કરી મેં કહ્યું " માયા દેવી ! તમે જાણતાં હશો કે તમે તથા તમારો જાર જમાદાર ઉભય તમારા કુકર્મોની જાળમાં સપડાઇ ગયા છો તેમાંથી છુટવાને હવે એક પણ બારી રહી નથી. હવે હું તમને પુછું છું કે તમારો પુત્ર ખોવાઇ જવા વિષે અથવા તો તેનું ખુન થવા વિષે તમે કાંઇ પણ જાણો છો ? "

મારા મનમાં એમ હતું કે જો માયા આ વાર માની જાયતો અત્યારે ને અત્યારે હું સઘળો મુદ્દાનો માલ શોધી કાઢું કે જેથી બાકી કાંઇ પણ કડ કુટ રહે નહિ. જે મુકર્દમાની તપાસ મેં હાથમાં લીધી હતી, તે મુકર્દમાની ઘણી ખરી બાતમી તો હું મેળવી ચુકયો હતો, માત્ર તે છોકરાના ખુન વિષેની વાત જાણવાની બાકી રહી હતી. પણ માયા-તે અદ્ભુત માયાએ મને મારા પ્રશ્નોનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ.

મેં પુનઃ કહ્યું " માયા ! તમે જવાબ નહિ આપો. તેથી કાંઇ હું મારો પત્તો મેળવી શકીશ નહિ, તેમ તમે નહિ સમજશો. જ્યારે તમે અત્યારે પશ્ચાતાપ કરીને રડો છો, ત્યારે હું માનું છું કે તે વાત કહેવામાં તમને કાંઇ પણ વાંધો નહિ હોય. તમે તમારો ગુન્હો માની જશો તો તેથી તમારા બચાવમાં એક પગલું તમે આગળ વધી શકશો માટે તમારાજ હિતની ખાતર તે વાત તમારે હવે છુપાવવી જોઇએ નહિ."

પણ આશ્ચર્ય ! તે ગુઢ હૃદયની ગાયિકાએ બિલકુલ પ્રત્યુત્તર આપ્યો નહિ અને જાણે કે તેણીએ મારૂં કહેવું સંભળ્યુંજ નથી, તેમ તે ચાલતીજ રહી. મને તેની પદ્ધતિ સંપુર્ણ રીતે વિચિત્ર લાગી. પશ્ચાત્તાપ કરતો એક માણસ કેટલો નમ્ર હોય છે ! પણ માયામાં તો નમ્રતાને બદલે ઉલટ ઉદ્ધતાઇ આવી હોય તેમ જણાયું. તે રડતી હતી અને તે આંસુ પ્રશ્ચાત્તાપનાંજ હશે કે કેમ તે પણ એક સવાલ થઇ પડયો.

તેના વિચિત્ર વર્તન વિષેના વિચારમાં ગુંચવાએલો હું પોલિસ ગેટ પાસે આવી પહોંચ્યો એટલામાં ઘંટાઘરમાં પાંચ વાગ્યા. પહેરાપરનો પોલિસ પોતાનો ઓવરકોટ ઓટલા ઉપર પાથરીને સુપ્ત રહ્યો હતો તેને મેં જગાડયો, અને કહ્યું; " આ સ્ત્રીને એક કમરામાં લઈ જઇને કેદ રાખો. મજબુત પહેરા રાખજો. ; "

પેહેરેગીર બોલ્યો: " ત્યારે પેલી ઓરત છે તેની સાથેજ તેને રાખીએ તો કેમ ? "

ચંદ્રિકાને રાખવામાં આવી હતી તે ઓરડાને ઉદ્દેશીને પેહેરેગીરે મને કહ્યું: " ના, તેને જુદાજ ઓરડામાં રાખો, કોઇને પણ તેને મળવા જવા દેવું જોઇએ નહિ સમજ્યા ? "

" જી હાં " એમ કહીને પહેરેગીરે માયાને એક ઓરડામાં જવાની આજ્ઞા કરી અને તે એ ઓરડાના બારણામાં લાકડાનું એક સ્ટુલ મુકીને પેહરો ભરતો બેઠો.

હવે મારા હૃદયને જરા નિરાંત વળી. પૂર્વ દિશા તરફથી નજર કરતાં દ્દષ્ટિગોચરક્ષિતિજ રક્તવર્ણીય થતી આવતી હતી,

અને અરૂણુદેવ ધીમે ધીમે ઉદય પામતો જતો હતો. વાયુની મન્દ મન્દ લહરિઓ આવતી હતી. હું ઓફીસની ઓસરીમાં એક આરામ ખુરશી નંખાવી અરૂણુદેવની લીલાનો આનંદ અનુભવતો અને વાયુની શીત લહરિઓનો આસ્વાદ લેતો પડયો. આખી રાતનો ઉજાગરો કરવાથી કાંઇ મારા શરીરમાં સુસ્તી દાખલ થઇ નહતી, કારણ કે એવા તો ઘણાએ ઉજાગરા હું કરી ચુકયો હતો અને તેમ કરવાની મને ટેવ પણ હતી.

શરીરને અને મગજને વિશ્રાંતિ આપવાને હું વિરામાસન ઉપર પડયો તો ખરો પણ મને વિરામ મળી શકયો નહિ. કારણ કે તે છોકરાના ખુનનો પત્તો હજી સુધી હું મેળવી શકયો નહોતો. મેં એક વાર ફરીથી માયાને તે બાબત પુછવાનો વિચાર કર્યો અને કહ્યું; “ માયા દેવી ! હું તમને એક વાર ફરીથી કહું છું કે જો તમે તમારા ગુન્હાને કાંઇક ઓછો ગંભિર બનાવવાની ઇચ્છા ધરાવતા હો, તો મને સત્વર કહી દો કે તમારા પુત્રના ગાયબ થવા વિશે તમે શું જાણો છો ? ”

શ્રાવણ માસમાં મેઘગર્જના શ્રવણ કરીને જેમ એક સિંહણ ત્રાડ મારી છે ઉઠે તેવી રીતે માયા એકાએક ત્રાડ મારી બોલી: “ નીચ હીચકારા ગુપ્તચર શું તું મને ફોસલાવે છે—લલચાવે છે ? મારો ગુન્હો તું મારે મ્હોંએ કબુલ કરાવવાનો આડકતરો પ્રયત્ન કરે છે ? હું શું કરૂં ! મારો સ્વામી નમાલો છે કે મને વિચાર કર્યા સિવાય એકદમ પોલિસને હાથ સોંપી છે; પણ સિદ્ધ

કરી આપીશ અને તારા જેવા ગુપ્તચરે મને ફસાવવાને જે યત્ન આદર્યો છે તે ખુલ્લો કરી આપીશ."

હું ચમક્યો માયાને મને ડરાવતી જોઇને જરા ગભરાયો પણ ખરો. આટલાં પ્રત્યક્ષ પ્રમાણો સાથે અને આટલી સાબીતી સાથે માયાને પકડેલી હોવા છતાં તે નિર્દોષ હોઇ શકે શું? તેવો વિચાર મારા મગજમાં ઉભો થયો. મારૂં હૃદય કમ્પવા લાગ્યું કે રખેને માયા નિર્દોષ હોય અને તેના ઉપર કોઇ પ્રકારનો અત્યાચાર કરવાને માટે સરકારી કાયદા પ્રમાણે દોષિત પણ થઇ જવાય. માયા રોતી હતી, તે પોતે નિર્દોષ હોવા છતાં સપડાઇ જવાથી રોતી હશે, એવો પણ એક શંકાશીલ વિચાર મારા હૃદયમાં ઉભો થયો. આથી મેં માયાને વિશેષ છેડવાનો વિચાર માંડી વાળ્યો. પણ માયાના શબ્દો મારાથી ભુલાઇ શકાયા નહિ. માયા એટલા ગુસ્સા અને જુસ્સાપુર્વક બોલી હતી કે તે પવિત્ર હોવાનું સામાન્ય રીતે માની શકાય મેં વિચાર્યું;

" આ એક ઘણો અજબ બનાવ છે જમાદાર સાથેનું તેનું દુષ્કર્મ મેં મારી આંખોએ જોયું, તેમાં તો મેં જરા પણ ભુલ થાય બાકી નથી. જમાદારને પકડયો. તેણે કબુલ કર્યું કે મેં એક મોટો ગુન્હો કર્યો છે પણ હરામખોરે છોકરાની બાબતમાં કાંઇ પણ પત્તો આપ્યો નહિ જો ચંદ્રિકાના કહેવા પ્રમાણે માયા દુષ્ટ હોવી જોઇએ અને છોકરાને કેદ કરવાનું અથવા તો મારી નાંખવાનું તેને ખાસ કારણ હોય તે પણ માની શકાય તેવી બાબત છે. વળી દ્વારિકાદાસ બાબુ પહેલાં તો પોતાની સ્ત્રીને પવિત્ર માનતા હતા પણ પાછળથી તેમણે જે કાંઇ જોયું

તે ઉપરથી તે માની ગયા કે માયા દુષ્ટ હોવીજ જોઇએ."

પણ જરા વિચાર આગળ લંબાતાં મને સુઝી આવ્યું કે "આ સઘળી બાબતો ઉપરથી માયાનું વ્યભિચારીપણું તો સિદ્ધ થઇ શકે છે પણ તેણે પોતાના પુત્રનું ખુન કર્યું તે બાબત સિદ્ધ થઇ શકતી નથી. રખેને હું ભુલ થાપ ખાઇ જાઉં! મેં જે કાર્ય નજરે જોયું તે ઉપરથી વ્યભિચાર સિદ્ધ થયો અને છોકરાના ખુન માટે અટકળ કરી શકાય મુખ દ્વાર હાથ લાગ્યું તે પણ વ્યભિચાર સિદ્ધ કરે છે. જમાદારે કહ્યું કે મેં એક મોટો ગુન્હો કર્યો છે, તે ગુન્હો પણ એક શ્રીમંત ગૃહસ્થની પત્ની સાથે વ્યભિચાર સેવવાનોજ શા માટે ન હોય કે હું તેને ખુનનો ગુન્હોજ માની શકું? મથુરાપ્રસાદ તે બાબત કાંઇ પણ ખબર આપતો નથી. પેલા બે મથુરાપ્રસાદનાં માણસો તો કાંઇ જવાબ પણ આપતાં નથી. ત્યારે હવે મારે સમજવું શું? ખરેખર ભુલ થાપ ખાઇ જવાય તેવોજ આ મામલો થઇ પડ્યો છે."

પણ મને એક વાત બીજી સાંભરી આવી. મેં વિચાર્યું "પણ માયા અને જમાદારની વાતચીતમાં છોકરા સંબંધી પાપ કર્યાનું પ્રકરણ આવ્યું હતું, તે ઉપરથીજ સિદ્ધ થાય છે કે જમાદાર તથા દુષ્ટ માયાએ મળીને તે સંબંધે કાંઇ પણ પાપ અવશ્ય કર્યું હોવું જોઇએ. બસ મારો મુદ્દો પકડાઇ ગયો. માયા સ્ત્રીચરિત્ર કરીને મને ફસાવવા માંગે છે—ભુલ થાપ ખવરાવવા પ્રયત્ન કરે છે. આટલા પુરાવા છતાં શું માયા નિર્દોષ!"

વિચારના ગંભિર તરંગો સાથે હું અથડાવા લાગ્યો એટલામાં બાબુ દ્વારિકાદાસની ગાડીમાં બેસીને ચંદ્રશેખર આવી પહોંચ્યો અને કાવરો બાવરો બની ગયો હોય તેમ ગભરાતો બોલ્યો "મહાશય ખુનનો પતો લાગ્યો છે, કૃષ્ણદાસનું મડદું બાબુ દ્વારિકાદાસના ઘર નીચેના ભોંયરામાંથી હાથ લાગ્યું છે; ચાલો પોલીસનાં માણસો સાથે તુરત ચાલો."

હું ચમક્યો.

## પ્રકરણ ૧૯ મું.

---

### લોહભરેલું ભોંયરૂં.

હું એટલો બધો ચમક્યો કે મને લાગ્યું કે હું કોઇ સ્વપ્નસૃષ્ટિમાં મ્હાલતો હોવો જોઇએ. છોકરાના ખુનનો પતો બાબુ દ્વારિકાદાસના ઘર નીચેના ભોંયરામાંથી લાગ્યો છે, એ એક ઘણીજ આશ્ચર્ય ભરેલી બીના હતી, કારણ કે બાબુ દ્વારિકાદાસના ઘર નીચે ભોંયરૂં હોવાની વાતજ કોઇ જાણતું નહતું.

હું તરતજ વિરામાસનપરથી ઉભો થયો અને મેં ઓરડામાં બેઠેલી માયાની સામે નજર કરી તો તેની આંખોમાંથી ક્રોધની જવાળા વરસી રહેલી હતી. ચંડિકાનું ખરેખરૂં ઉગ્ર સ્વરૂપ અત્યારે તેની આંખમાં આવીને સમાયેલું હતું. તે પોતાના મુખપરથી એક ભયંકર "આહ" મારી રહી હોય તેવું દર્શન તેનું વદન આપતું હતું. હું તરતજ ચંદ્રશેખર જે ગાડીમાં બેસીને આ-

બ્યો હતો તેજ ગાડીમાં બેસીને પોલિસનાં બે માણુસોની સાથે બાબુ દ્વારિકાદાસના ઘર તરફ રવાના થયો. ચંદ્રશેખર પણ આ ભેદભરેલા કાવતરાનું આશ્ચર્યકારક દર્શન કરવાને મારી સાથેજ રહ્યા.

બાબુજીને ઘેર અમે પહોંચ્યાં કે અમને માલમ પડ્યું કે ઘેર સગાં સંબંધીઓ એકઠાં થઇને કૃષ્ણુદાસના મરણુને માટે કાગારોળ મચાવી રહ્યાં હતાં. મ્હોં સુઝે તેવો દિવસનો પ્રકાશ થઇ ગયો હતો, હું દ્વારિકાદાસને સાથે લઇને તે ભેદભરેલા ભોંયરામાં ઉતરવાને તથા સઘળી તપાસ કરવાને આતુર હોવાથી સોથી પ્રથમ બાબુજી પાસે ગયો તો બાબુજીને પણ ઝાર ઝાર રડતા જોયા. ખરે ખર મને પણ તેમના રૂદનથી શોક થઇ આવ્યો અને આંખોમાં જળ ભરાઇ આવ્યું, મેં કહ્યું, બાબુજી કૃપા કરીને હવે શોક ત્યજી દો. અને મારી સાથે તે ભોંયરામાં ચાલો તો ઠીક. હું રીતસર તપાસ કરવા માટે આવેલો છું. ”

દ્વારિકાદાસે કહ્યું ; “ ભાઇ મારાથી એ મરણુ પામેલા પુત્રનું કમકમાટભરી રીતે કરવામાં આવેલું ખુન જોઇ શકાય તેમ નથી. આપ ચંદ્રશેખરને સાથે લઇને જાઓ. અને જે તપાસ કરવી હોય તે કરો; મને તો મારૂ આયુષ્ય પણ હવે તો અકારૂં થઇ પડ્યું છે ભાઇ !

પુત્રના મરણુથી ગભરાઇ ગએલા બાબુજીને વધારે ત્રાસ આપવાનું કામમેં વાજબી માન્યુ નહિ. મેં ચંદ્રશેખરને સાથે રાખીને ભોંયરામાં પ્રવેશ કર્યો તો કાંઇ આનતો દેખાવ મારી આંખો સામે રજૂ થયો.

જે ગુપ્ત દ્વારમાં થઇને માયાદેવીનો જાર બાબુ દ્વારિકાદાસના ઘરમાં પ્રવેશ કરતો હતો, તેજ દ્વારમાં થઇને આ ભેદભરેલા ભોંયરામાં જઇ શકાતું હતું. એજ બારે થઇને અમે અંદર ઉતર્યા. ઉગતા દિવસનો સ્વલ્પ પ્રકાશ બહાર જણાતો હતો, પરન્તુ અંદર તો ઘોર અંધારૂં હોવાથી અમે અમારી સાથેનાં ફાનસ સળગાવ્યાં. જે સ્થળે કૃષ્ણદાસનું મુડદું દાટવામાં આવેલું હતું, તે બતાવતાં ચંદ્રશેખરે મને કહ્યું " મહાશય, તમે માયાને પકડીને પોલિસગેટ તરફ ચાલતા થયા એટલે હું પાછળ માયાનાં કુકૃત્યો ઉપર ધિક્કાર વર્ષાવતો દ્વારિકાદાસની પાસે રહ્યો. જે ગુપ્ત દ્વારે થઇને આપણે અંદર આવ્યા તે ગુપ્તદ્વારની રચના તપાસવાને મારૂં મન ઉત્સુક થઇ ગયું હોવાથી તમે ચાલ્યા ગયા પછી મેં તથા દ્વારિકાદાસે એક દીવો લઇને આસપાસનીજગો તપાસવા માંડી. પગ નીચેની જમીન પોલી બોલતી હોય તેવી મને શંકા થઇ અને મારી દૃષ્ટિ તીવ્ર રીતે સર્વત્ર ફરી રહી. આસપાસ દૃષ્ટિ ફેરવતાં એક મોટો ખીલો મારા જોવામાં આવ્યો અને મેં તે ખીલાને સ્વાભાવિક કુતુહલથી પ્રેરાઇને લાત મારી કે તુરતજ ત્યાં લાકડાનું દ્વાર હતું તે નીચે પડ્યું. હું ચમક્યો—ચમક્યો નહિ પણ ગભરાયો, બાબુજી પણ આ કાગ્મુ કુતુહલ જોઇને થરથર કંપવા લાગ્યા. દીવા બતી કરાવીને બે માણસો સાથે અમે ભોંયરામાં પ્રવેશ કર્યો, તો દુર્ગંધનો પાર રહ્યો નહિ ! દુર્ગન્ધથી અમારૂં મગજ ભમી ગયું. જ્યાંથી દુર્ગંધ આવતી હતી, ત્યાં અમે સર્વ શોધી વળ્યા છતાં દુર્ગંધસ્થાન અગાઉ જોવામાં આવ્યું નહિ. છેવટે

જે સ્થળે ધણી ધાડી બદબો આવવા લાગી ત્યાં તપાસ કરી તો નીચેની ભોંય ખોદેલી જણાઇ થોડી માટી દુર કરતાં કૃષ્ણ દામનુ શરીર હાથ લાગ્યુ. તે જોતાંજ બાબુજી મુર્છાધિન થઇ ગયા અને તુરતજ હું તમારી પાસે આવ્યો.. મહાશય, હવે જુઓ જાર કર્મોમાં લીન બનેલી જનેતાના હસ્તે થયેલુ આ વ્હાલામાં વ્હાલા અને એકના એક પુત્રનું ખુન!!!

મુડદું મેં જોયું. તે ઘણું વિકૃત થઇ ગયું હતું અને ખવાઇ ગયું હતુ, તોપણ તેના ગળા ઉપર તથા કાળજામાં કરવામાં આવલા શસ્ત્રના ઘાથીજ તેનું ખુન થયું છે, એમ જોઇ શકાતું હતું. મુડદા ઉપર માત્ર એક ધોતીયું જ હતું જે ઉપરથી મેં અનુમાન કર્યું કે તે ખુન રાત્રિને સમયેજ થયું હોવું જોઇએ; કે જ્યારે વસ્ત્રો ઉતારીને કૃષ્ણદામ બિછાને ગયો હશે.

ભોંયરામાં બીજે કેટલેક સ્થળે અમે તપાસ કરી; પરંતુ કાંઇ જાણવા જોગ જણાયું નહિ. સંતાઇ રહેવાનાં કેટલાંક ગુપ્ત સ્થળો બાંધવામાં આવેલાં હતાં અને તે ઘણાં ગુંચવણીભર્યા હતાં તેમાં એક સ્થળે એક પિતળનો પલંગ બીછાવીને તૈયાર કરેલો જોવામાં આવ્યો; જે ભોંયરાની ભયંકરતામાં વધારો કરી બતાવતો હતો. મેં અનુમાન કર્યું કે તે માયાદેવીનું ગુપ્ત વિલાસસ્થાન હશે.

## પ્રકરણ ૨૦ મું.

---

### માયાનું વજ્ર હૃદય.

હારિકાદાસના કુટુંબને રડારોળ કરતી સ્થિતિમાંજ રહેવા દઇને હું શોકસાગરમાં ડુબકી મારીને પોલિસ ગેટ તરફ ગયો, ગાત્ર

આખી એક રાત્રિમાં મેં કેસનો સઘળો પત્તો મેળવ્યો અને જ્યાં ઓફીસે આવું છું. એટલામાં સૂર્યદેવનાં સોનેરી કીરણોએ પૂર્વ દિશામાં દર્શન આપ્યું.

તેજ દિવસે માયાદેવી, જમાદાર, મથુરાપ્રસાદ અને તેના બે માણસોની સામે ખુન કરવાનો જુમ્મો મુકીને કેસ ઘડી કાઢવામાં આવ્યો. મેજીસ્ટ્રેટે કેસને શેસન્સ કમીટ કર્યો. બીજે દીવસે દિલ્હીની ફોજદારી સેસન્સમાં એક વૃદ્ધ મુસલમાન ન્યાયાધીશની સન્મુખ મુકર્દમાની તપાસ ચાલી. દીલ્હીના એક આબરૂદાર કુટુમ્બના ઘરનો ભવાડો થએલો સાંભળીને કોર્ટમાં શ્રોતાવર્ગ ઉભરાઇ જવા લાગ્યો.

શરૂઆતમાં મથુરાપ્રસાદ ઉપર મુકવામાં આવેલા હરણ કરવાના આરોપની તપાસ ચાલી. મથુરાપ્રસાદે પોતા તરફથી જબાનીમાં જણાવ્યું કે—" ચન્દ્રિકાના મુખારવિન્દે મારૂં હૃદય હરણ કર્યું હતું. હું દ્વારિકાદાસના ઘરમાંજ રહેતો હોવાથી લાંબા વખત થયાં હું તેને ચાહતો હતો. પરન્તુ તેની વિશુદ્ધિના પ્રતાપથી હું તેને કાંઇ પણ કહેતાં ડરતો હતો. છેવટે મેં તેને એક તરેહની ગુપ્ત શાહીથી પત્ર લખ્યો અને મને ચંદ્રિકાની ચંચલતાની ખાત્રી હતી કે તે પત્ર તે વાંચી શકશે. તે પત્ર જે શાહીથી લખવામાં આવ્યો હતો તેને અગ્નિ સામે ધરવાથી અક્ષરો પીળા ઉઠી આવતા હતા પરન્તુ ચંદ્રિકા તે સમજી હોય તેમ જણાયુ નહિ. મારી બ્હેનની મેં સંમતિ લીધી અને

તેનું ખુન થયું છે એમ વાત ઉરાડવાથી હેતુ સરશે એમ ઉદિ સલાહ આપી, કારણ કે તેને મરી ગયેલી ધારીને તેનો ભાવી પતિ ચંદ્રશેખર કદી જીવશે નહિ, એમ તેના અતુલ પ્રેમ ઉપરથી માની શકાતું હતું. તેને મેં એક ગુપ્ત મકાનમાં કેદ કરી; પરન્તું જ્યારે તેને ક્લોરોફાર્મ સુધાડીને ઉચકી જવામાં આવી ત્યારે તેની તળાઇ વીગેરે સ્થળે લોહીનાં એવાં ચિન્હો કરવામાં આવ્યાં હતાં કે જેથી તેનું ખુન થએલુંજ માનવાને સૌને કારણ મળે. પેલા ગુપ્ત શાહીથી લખેલા પત્રની વાત મેં મારી બ્હેનને કહી નહતી, તેથી તે ગફલતમાં રહી અને ચંદ્રિકાનાં દીવાનખાનામાંજ તે પત્ર પડ્યો રહેવાથી ગુપ્તચરને હાથ લાગતાં મારી સઘળી વિગત પકડાઇ. કૃષ્ણદાસના ખુન વિશે હું કાંઇ જાણતો નથી. મારી બ્હેન વ્યભિચારિણી હોવાની મને ખબર નથી.

મથુરાપ્રસાદનાં ભાડુતી માણસોએ ખુલ્લું કબુલ કર્યું કે તેઓ તો પૈસાના લોભથી નોકરી કરવાને રહ્યા હતા.

જમાદાર—તે મારા કપટી જમાદાર મિત્રે જાહેર કર્યું કે—" આજે ઘણાં વર્ષો થયાં હું માયા સાથે ગુપ્ત પ્રીતિ ધરાવું છું. એકવાર માયાના પુત્ર કૃષ્ણદાસે મને માયાની સાથે એકાંતમાં બેઠેલો જોયો હતો અને તે વખતે નાદાન બુદ્ધિના છોકરાએ પોતાની માને કહ્યું હતું કે—મા, આ સિપાહીને આપણા ઘરમાં શા માટે આવવા દીધો છે?—હું મારા પિતાને કહી દઇશ. આથી માયાને અને મને ત્રાસ ઉત્પન્ન થયો હતો.

છતાં તે ત્રાસ અમે ગણકાર્યો નહિ. પરન્તુ એક વખત ચંદ્રિકા-ને માયાએ આગ્રહ સાથે કહ્યું કે તું મથુરાપ્રસાદને પરણ, તે વખતે ચંદ્રિકાએ માયાને જે કડવા શબ્દો કહ્યા હતા, તે ઉપરથી જણાયું કે કૃષ્ણદાસે ચંદ્રિકાને તે વાત કહી હોવી જોઇએ. આ ઉપરથી અમને સમજાયું કે કૃષ્ણદાસ એક ભયં-કર છોકરો છે તેમજ ચંદ્રિકા પણ અમને તેટલીજ ભયંકર છે. આ ઉપરથી ચંદ્રિકાનું હરણ કરવાની સલાહ માયાએ મથુરા-પ્રસાદને આપી, અને જો ન પરણે તો તેનું ખુન પણ કરી નાં-ખવાની સલાહ આપી. ચંદ્રિકાનું હરણ થયું, અને તેને બીજે દિવસે મેં ગુપ્ત ભોંયરામાં માયાની આજ્ઞાથી કૃષ્ણદાસનું ખુન કર્યું. તે ગુપ્તભોંયરૂં અમે અમારી પ્રીતિની શરૂઆતમાંજ દ્વારિકા-દાસથી પણ છાની રીતે બંધાવ્યું હતું, જેમાં એક ગુપ્ત દ્વારે થઇને પ્રવેશ કરી શકાય છે. આ મારો ઇતિહાસ છે. હું દોષિત છું. સરકારની ક્ષમા માંગુ છું.”

પોતાના પ્રિયતમે ભેદનો મધળો ભંડો ફોડી નાંખ્યો જાણી માયાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેનું ઉછળેલું હૃદય ભરકોર્ટમાં પણ સહનશીલતા રાખી શક્યું નહિ. તેના મુખ ઉપર ક્રોધની લાલ સુરખી સર્વત્ર છવાઇ રહી. આ કેસમાં પોતાને તદ્દન નિર્દોષ સાબીત કરવાને માટે તેણીએ જે પ્રપંચ ગોઠવી રાખ્યો હતો. તે તેને હવે તદ્દન નિષ્ફળ ગએલો જણાવા લાગ્યો અને તેથી બચવાનું એક પણ સાધન પોતાના હસ્તમાં નહિ રહેલું તેના જોવામાં આવ્યું. આટલાં ભયંકર કૃત્યો કરવાને માટે અ-વશ્ય ફાંસીની સજા થશે, એવું તે માની રહી હતી, અને તેથી

જીવની જરા પણ દરકાર ન કરતાં તે એક સિંહણની જેમ ત્રાડ પાડી ઉઠી "ધિક્કાર છે નષ્ટ જમાદારને! આટલાં વર્ષો સુધી પ્રીતીના એકજ તાર પર નાચ્યાં કરીને આજે તું એક બાયલો—હિચકારો બની ગયો? પ્રીતિસાધના કરતાં જે જે ભયંકર મુશ્કેલીઓ આવી તેને વિદારવામાં તેં એક શૂર પુરૂષના જેવું વીરત્વ દર્શાવ્યું અને છેવટ જતાં આવી એક નજીવી કોર્ટથી તું હારીને સાચું માની ગયો? તને ધિક્કાર છે! મેં એક મર્દ સાથે નહિ પણ એક બાયલા સાથેજ પ્રીતિ બાંધી હતી."

માયાદેવીના આ શબ્દો સાંભળીને કોર્ટમાં બેઠેલાઓ એકાએક સ્તબ્ધ બની ગયા! એક સ્ત્રીના મુખમાંથી આવા ખુલ્લા નિર્લજ્જ અને વીરત્વભર્યા શબ્દો સાંભળીને ન્યાયાધીશ પણ સડકજ થઇ ગયો. વકીલે કહ્યું: "માયા દેવી! કોર્ટમાં આવી રીતે કોઇએ પ્રશ્ન કર્યા સિવાય બોલી શકાય નહિ, માટે હવેથી નહિ બોલશો."

"બસ, હવે હું બોલું કે ન બોલું તે બધું સરખુંજ છે. મારા દુષ્ટ પ્રિયતમે સઘળો ભેદ ખુલ્લો કરી નાંખ્યો છે, તો પછી મારૂં જીવન હવે નિષ્ફળજ છે."

વકીલે પૂછ્યું; "એ તો ઠીક. હવે કહો કે ચંદ્રિકાનું હરણ થયું તે વિષે તથા તમારા પુત્રનું ખુન થયું તે વિષે તમે શું જાણો છો?"

" બન્નેમાં હું અગ્રણીય છું."

"કૃષ્ણદાસનું ખુન તમે તમારે હાથે કર્યું ! એક માતા થઇને કર્યું !"

" ના, તેના ઘાતકી પિતાએ કર્યું છે, પણ હા, મારી પરવાનગીથીજ."

વકીલ ચમક્યો: " તમે આ શું બોલો છો ! તમારૂં મગજ ઠેકાણે છે. નહી ! મારૂં મગજ ઠેકાણે છે ત્યારે કહો, કૃષ્ણદાસનું ખુન કોણે કર્યું !

" મારી પરવાનગીથી તેના ખરા પિતા જમાદારે કર્યું ! ! ! મારી અને જમાદારની પ્રીતિનું પહેલું ફળ તેજ હતું અને તેજ ફળનો અમે છેવટે નાશ કર્યો – અમારી આંધળી પ્રીતિએ તેનો નાશ કર્યો. આ જગતમાં તેનો જે પિતા કહેવાતો હતો તે માત્ર નામધારી પિતાજ હતો !"

આ ખુલાસો સાંભળતાંજ સૌ કોઇએ દાંત વચ્ચે આંગળી કચકચાવી રહ્યા. આવો ભયંકર ખુલાસો સૌ કોઇના હૃદયને થરથર કંપાવી રહ્યો.

---

## પ્રકરણ ૨૧ મું.

### છેવટ.

માયા દેવીની વાત આખા દિલ્હી શહેરમાં ચકલે ચકલે અને ચૌટે ચૌટે ચર્ચાઇ રહી. એવી કોઇ પણ ભયંકર માતા

નહિ હોય કે જે પર પુરૂષ સાથેની આંધળી પ્રીતિમાં પોતાના પુત્રનું ખુન કરે; પરન્તુ તે આંધળી માયાએ તેમ કર્યું તે જાણી લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. દ્વારિકાદાસ બાબુના હૃદયની સ્થિતિ ઘણી દયાજનક થઇ પડી. માયા દેવીએ જે ભયંકર ખુલાસો ભર કોર્ટમાં કર્યો હતો, તેથી તેના શોકનો પાર રહ્યો નહિ. મોટી ઉમરે એક યુવાન છોકરી સાથે લગ્ન કરવાનુંજ આવું અપ કિર્તિમય અને અનર્થકારક પરિણામ સોસવું પડ્યું. તે બીના બાબુજીના હૃદયમાં પુરી રીતે ખુચવા લાગી. પુત્રનું ખુન થવાથી જે શોક હૃદયમાં વ્યાપી રહ્યો હતો તે શોક એકા એક ઘટી ગયો અને પુત્ર-પુત્રી કે સ્ત્રી વિનાનો સંસારજ નિર્મળ અને સુખી છે, એવી માન્યતાથી તેમણે ચાલુ સ્થિતિમાં સંતોષ માનવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે મુકર્દમો પૂરો થયો. ન્યાયાધીશે ચુકાદામાં વાંચી સંભળાવ્યું કે-માયા અને જમાદાર ઉભયની પ્રીતિ જગતની દૃષ્ટિથી ઘણી નિંદાત્મક હતી. પરન્તુ એક વૃદ્ધ પતિની સાથે યુવતિનું લગ્ન કરવામાં આવે છે. તેવી હિંદુઓની રીતિ તરફ નજર કરતાં તે ગેરવાજબી નહતી. તેમની પ્રીતિ વર્ષોનાં વર્ષ સુધી ટકી હતી. તે પરથી તે નિર્મળ હોવાનું કાંઇક ભાન થઇ શકે છે. પરન્તુ જમાદારે બુરી રીતે પોતાનાજ પુત્રનું ખુન કર્યું અને માયાએ તે ખુન કરવાની પરવાનગી આપી, તે ઉપ-રથી સમજાય છે કે તેમની પ્રીતિ નિર્મળ ન હતી. પણ તે વિષય વાંછનાને લગતીજ હતી. વિષય વાંછનાને લગતી પ્રીતિ

હમેશા નિંદાત્મક ગણાય છે. અને શુચિ પ્રીતિમાં રહેલું મહત્વ તેથી બિલકુલ ઘટી જાય છે. આ ઉપરથી માયા અને જમાદારની પ્રીતિ નિંદાને પાત્ર ઠરે છે. તેમણે કરેલું ખુન, તેમનાં હૃદયોનું ઘાતકીપણું દર્શાવે છે અને તે ઘાતકીપણાનો યોગ્ય બદલો તેમને મળવોજ જોઇએ. હું તેમને બન્નેને એકજ વખતે ફાંસીએ ચઢાવી દેવાની શિક્ષા કરૂં છું."

મથુરાપ્રસાદને સાત વર્ષની કેદની સજા કરવામાં આવી અને તેના બે બાહુતી માણસને છ છ માસની સજા થઇ. માયા અને જમાદારે અપીલ કરવાની ઇચ્છા જાહેર કરી નહિ એટલે તેમને બન્નેને બીજેજ દિવસે ફાંસીએ ચઢાવી દેવામાં આવ્યા. દ્વારિકાદાસ બાબુના પવિત્ર ઘરમાંથી માયાના નિંદનીય વિલાસનો અંત આવ્યો.

ચંદ્રિકા અને ચંદ્રશેખરના આનંદનું વર્ણન કરવાની મારામાં જરા પણ શકિત નથી. ચંદ્રશેખર તો મને જોઇને ઘેલો ઘેલોજ થઇ જતો હતો અને ચંદ્રિકા પણ મારો ઉપકાર માનવાનું ચુકતી ન હતી. ચંદ્રશેખર અને ચંદ્રિકા બેઠાં હોય અને ચંદ્રશેખર મને હાથ જોડીને કહેતો કે "બાબુજી! ખરેખર તમેજ મને જીવતદાન આપ્યું છે, જો તમે મારી ચંદ્રિકાને શોધી કાઢી ન હતે તો ચંદ્રશેખર તેના વિના પ્રાણ ત્યાગજ કરતે અને તેમાંથી બચાવનાર તમે જ છો." આવા આવા શબ્દોથી ચંદ્રિકા ઉપરના ચંદ્રશેખરના પ્રેમનું દર્શન થતું હતું અને તે સમયે ચંદ્રિકા શરમાઇ જતી.

ત્રણચાર દિવસ દિલ્હીમાં રહીને હું પાછો કલકતે જવાને તૈયાર થયો પણ ચંદ્રશેખર મને જવા ન દેવા માટે વળગી પડયો. વળી બે દિવસ વધારે રોકાવાની મને જરૂર પડી. છેવટે નોકરી ઉપર ગયા સિવાય તો ન જ ચાલે એટલે ચંદ્રશેખરે મને રજા આપી અને મારા હાથમાં બે હજાર રૂપિઆના નોટ આપી કહ્યું " આ કાંઇ આપની મારા પ્રત્યેની સેવાનો બદલો નથી. જો કદી પ્રાણવાયુની કીંમત આટલી થતી હોય તો તેનો બદલો ગણાય પણ પ્રાણ વાયુ તો અમુલ્ય છે, જે મને આપીને આપે.

પોતાની પ્રિયતમે ભેદનો સઘળો ભડો ફોડી નાંખ્યો જાણી કૃતાર્થ કર્યો છે, હું વિશેષ કાંઇ કહી શકતો નથી."

મેં કહ્યું: " ચંદ્રિકા મારી ધર્મ ભગિની છે. અને તેને શોધી કાઢી તે કામ મેં મારી નોકરીને અંગે–સરકારનો પગાર ખાઇને કર્યું છે, માટે આપના તરફની બક્ષીસ મારે લેવી જોઇએ નહિ. "

છતાં ચંદ્રશેખરે બહુજ આગ્રહ કર્યો એટલે મેં તેમને કહ્યું કે–"તે રકમ તમે મારા ઉપરી ઉપરે કલકત્તે મોકલી આપો; તમારા તરફથી લેવાનો મને અધિકાર નથી." એ પ્રમાણે કરવાનું ચંદ્રશેખરે કબુલ કર્યું. એટલામાં તો ચંદ્રિકા કે જે કુમારીકા હોવા છતાં પોતાના ભાવિ પતીના ગૃહમાંજ રહેતી હતી તે આવીને બોલી:" ભાઇ! આટલી મારી ભેટ તો તમારે અત્યારેજ સ્વીકારવી પડશે એમ કહીને તેણે મારા હાથમાં પેલી જડાઉ બંગડી કે જે માયાએ મથુરાપ્રસાદને આપી હતી, અને અત્યાનથુરેરાપસાદ પાસેથી

મેળવીને પોલીસે ચંદ્રિકાને તે પાછી સોંપી હતી. તે મેલી પર્મ ભગિનીને નિરાશ કરવા જેટલો ક્રૂર હું થઇ શકયો નહિ, અને ચોવીશ કલાકની અપુર્વ નોકરીના સ્મરણ દાખલ મેં તેનો ઉપકાર સાથે સ્વીકાર કર્યો. ત્યારબાદ હું બાબુ હરિદાસની પરવાનગી લઇને કલકતે જવાને નીકળ્યો. બાબુ માણેકચંદ કે જેની વીશીમાં હું દિલ્હી આવતાં ઉતર્યો હતો, તેણે પણ મને અભીનંદન આપ્યું. કલકત્તે આવીને સીધો હું ઘેર ગયો કારણકે મારા પુત્રની તબીયત, જ્યારે હું અચાનક દિલ્હી જવા નીકળ્યો ત્યારે, ઘણીજ ખરાબ હતી. ઘેર જતાં મને સંતોષ થયો કારણકે મારા ઉપરી અમલદારે વૈદ્ય દાકતરની સારી સગવડ કરી આપીને તેની તબીયતપર સારી રીતે લક્ષ આપેલું હતું. બપોરે હું ઓફીસે ગયો તો માલુમ પડયું કે બાબુ હરિપ્રદાસે મને બક્ષિસ તરિકે રૂા. ૫૦૦૦ મોકલ્યા હતા. અને ચંદ્રશેખરે રૂા. ૨૦૦૦ મોકલી આપ્યા હતા. સરકાર તરફથી તેમાં ૩૦૦૦ રૂપિયા ઉમેરીને કુલ્લે ૧૦૦૦૦ રૂપિયા મને ઇનામ દાખલ આપ્યા.

થોડે વખતે ચંદ્રશેખર અને ચંદ્રિકાનું લગ્ન થયું. મને આગ્રહ સાથે આમંત્રણ કરવામાં આવ્યાથી હું ત્યાં ગયો હતો. આનંદનો શું પાર.

યાદ રાખજો મારૂ નામ યદુનાથ મુકરજી છે.

સમાપ્ત.

# ચસ્મા પેબલના ચસ્મા !

ખાસ વિલાયતથી મંગાવેલ ખરા પેબલના ચસ્મા અમારે ત્યાંથી ઘણાજ ઓછા ભાવથી મળે છે.

વિલાયતમાં પાસ થયેલા આંખના ડાકટર જશવંતરાય નરસિંહલાલ કાનુંગા એલ. એમ એન્ડ એસ. એફ. આર. સી. પી. ને અમારે ત્યાં ડાક્તરી ચસ્માની પેટીમાંથી આંખ તપાસી ચસ્માનો નંબર મુફત કાઢવા માટે રોકવામાં આવ્યા છે. ચસ્માની ફ્રેમો નિકલની, એલ્યુમીનીયમની, રોલ્ડ ગોલ્ડ, ફેરેટે વીગેરેની મળે છે. તથા ચસ્માનું રીપેર કામ ઘણા જ ઓછાભાવથી કરવામાં આવે છે. મોતીઆના ચસ્મા પણ અમારે ત્યાંથી મળે છે. અમારે ત્યાંથી લીધેલા પેબલના ચસ્મા એક વરસ સુધી પૈસા લીધા સિવાય નંબર બદલી આપવામાં આવે છે.

એક વરસ પછી લીધેલા ચસ્મા અગર જુના પેબલના ચસ્માનો નંબર ફક્ત રૂપીઓ એક લઈ કાચ ફેરફાર કરી આપવામાં આવે છે. ખાસ જૈનના સાધુ સાધ્વીઓને માટે નફો લીધા વીના ચસમા આપવામાં આવે છે.

આ ઉપરાંત અમારે ત્યાં પ્રાઇમસના ચુલા શક્તિ માટે કોમ્પોન્ડ ટીમીઆના પીલ્સ દરેક જાતની ઇંગ્રેજી દવાઓ ખોરાક સામાન ગ્લાસવેર, એનેમલવેર, સાબુ કટલરી, દરેક જાતની ચાકી કાશી સીગાર એન્ડ સીગારેટ, તંબાકુ સ્ટેનરી, ટાઇમ કામ પરફ્યુમરી, હેન્ટ, દરેક જાતના સાબુ, એસીડ વીગેરે કીફાયત ભાવે વેચાય છે.

## ચુનીલાલ મયાચંદ મહેતા ચસ્માવાળા.

ત્રણ દરવાજા નં. ૩૬૧૪ અમદાવાદ.

ડાકટર એન. હોશની દવાઓના ચીફ એજન્ટ

# अमृता जीवन.

## यथा नामस्ताथा गुणा:

અમૃતા જીવન—હરત સાફ્લાવી જ્ઞાનતંતુઓ સતેજ કરવાનું અ મોઘ સાધનછે.

અમૃતા જીવન—વાત પિતકફ ત્રણે દોષો સરખા રાખી જઠરા પ્રદિપ્ત કરવાનો ઉત્તમ ગુણ ધરાવ છે.

અમૃતા જીવન—ક્ષય, ખાંસી, શ્વાસ હૃદયરોગ, રક્તપિત્તાદિ મ હાનરોગોને આરામ આપવામાં સર્વોપરી શ્રેષ્ટ છે.

અમૃતા જીવન—રૂધીરના રજકણો વૃદ્ધિને પામી મગજના અનેક રોગો દૂર કરી બુદ્ધિનિશ્ચલ કરી મગજ તર કર. નાર વિદ્વાનોનું પ્રસંશનીય છે.

અમૃતા જીવન— ચાંદી પ્રમેહથી બગડેલા રૂધીર બીગાના દરદો ઉપર સર્વોત્તમછે.

અમૃતા જીવન—ધસતા શરીરને અટકાવી અપાર વીર્યથી જાડો ઘટ્ટ કરનાર છે.

અમૃત જીવન—આયુષ્યની વૃદ્ધિ કરવામાં પહેલો દરજ્જો ધરાવે છે

અમૃતા જીવન—નબળા પુરૂષો સ્ત્રીઓ તથા બાળોકોને સ્વાદિષ્ટ શક્તિ આપનાર અમોઘ ઔષધ છે.

અમૃતા જીવન—કે જેને હજારો માણસો એકી અવાજે વખાણવાની સાથે હમેશ વાપરે છે તે ડબી રૂા, ૨ રૂા. ૨—૬—૦

**રસવૈદ્ય રૂગનાથ હરીભાઇ ઔષધાલય.**

**ત્રણ દરવાજા અમદાવાદ.**

# રાજસ્થાન પત્રની ઓફીસમાં વેચાતા

# પુસ્તકો.

કાશમીર અને કેસરી ( ઐતિહાસિક નવલકથા ) રૂ ૧-૦-૦

પ્રમોદા યાને દિલેર દિલારામ ( ઐતિહાસિક નવલકથા.) ... ... ... ૦-૧૨

બુલબુલનું બચ્ચું કે સુધરેલી સંગીતા ? (સાંસારીક નવલકથા, આજ કાલના સુધારાને અનુકુળ બંધ બેસતી.) ... .... રૂ ૧-૮-૦

વૈદ્ય કુસુમાકર. ( ઘરગથ્થુ વૈદક ઉપચારોનું જેમાં વિસ્તાર પુર્વક વિવેચન આપેલું છે. ) ... રૂ ૦-૪-૦

૨૮૦૦ વર્ષનું નિપુણ પંચાગ ( એક અતિ ઉપયોગી ૨૮ પેઢીઓ સુધી ચાલે તેવું છે.) ... રૂ ૦-૧-૬

પોષ્ટેજ પેકીંગ જુદું.

રાજસ્થાનના ગ્રાહકોને ઉપરના સઘળાં પુસ્તકો રૂ ૩ ) માં મળશે.

લખો,

મેનેજર 'રાજસ્થાન.'

અમદાવાદ.